# ગુજરાતી ગઝલનું કાફિયાશાસ્ત્ર

## ગુજરાતી-હિન્દી જેવી ભાષાને અનુરૂપ
## કાફિયાક્ષર આધારિત નવી અતિસરળ પદ્ધતિ


### સંશોધન : ઉદય શાહ

૧૧૫/એ, ધર્મિન નગર, કબીલપોર, નવસારી – ૩૯૬૪૨૪, ગુજરાત – ભારત.

(મો) ૯૪૨૮૮૮૨૬૩૨

**Website : https://sites.google.com/site/udayshahghazal/**
**Youtube Link : https://www.youtube.com/user/udaysshah10/videos**



: પ્રકાશક :

### મનીષા શાહ – ધારા શાહ

૧૧૫/એ, ધર્મિન નગર, કબીલપોર, નવસારી – ૩૯૬૪૨૪, ગુજરાત – ભારત.

(મો) ૯૪૨૮૮૮૨૬૩૨

### ડિસેમ્બર – ૨૦૨૨

# આ પુસ્તક તૈયાર કરવા માટે

# અભ્યાસ કરેલા પુસ્તકોની યાદી

| | |
|---|---|
| ૧ | ઝાર' રાંદેરી કૃત 'શાઇરી' (વર્ષ ૧૯૩૬) |
| ૨ | શકીલ કાદરી કૃત 'ગઝલનું કાફિયાશાસ્ત્ર' (વર્ષ ૧૯૯૪) |
| ૩ | અમૃત ઘાયલ કૃત 'ગઝલ : કલા અને કસબ' (વર્ષ ૧૯૯૭) |
| ૪ | રઈશ મનીઆર કૃત 'ગઝલ : રૂપ અને રંગ' (વર્ષ ૨૦૦૬) |
| ૫ | રાજેશ વ્યાસ મિસ્કીન કૃત 'ગઝલ વિમર્શ' (વર્ષ ૨૦૦૭) |
| ૬ | પ્રફુલ્લ દેસાઈ કૃત 'ગઝલ શીખીએ' (વર્ષ ૨૦૦૭) |
| ૭ | 'શૂન્ય' પાલનપુરી કૃત 'અરૂઝ-શેર', સંપાદન : ડૉ. રાજેશ વ્યાસ 'મિસ્કીન' (વર્ષ ૨૦૧૧) |

## ગઝલસંગ્રહો

| | |
|---|---|
| ૧ | અમૃત 'ઘાયલ'નો સમગ્રસંગ્રહ 'આઠોં જામ ખુમારી' |
| ૨ | 'શૂન્ય' પાલનપુરીનો સમગ્રસંગ્રહ 'શૂન્યની સૃષ્ટિ' |
| ૩ | 'મરીઝ'નો સમગ્રસંગ્રહ 'સમગ્ર મરીઝ' |
| ૪ | 'ગની' દહીંવાલાનો સમગ્રસંગ્રહ 'હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે' |
| ૫ | મનોજ ખંડેરિયાનો સમગ્રસંગ્રહ 'વરસોનાં વરસ લાગે' |
| ૬ | 'ખલીલ' ધનતેજવીનો સમગ્રસંગ્રહ 'સમગ્ર ખલીલ ધનતેજવી' |
| ૭ | સુખનવર શ્રેણી ભાગ ૧ થી ૨૦ (સંપાદન : ચિનુ મોદી અને કૈલાસ પંડિત) |
| ૮ | અમર ગઝલો (સંપાદન : ડૉ. એસ. એસ. રાહી અને રાજેશ વ્યાસ 'મિસ્કીન') |
| ૯ | છીપનો ચહેરો ગઝલ (સંપાદન : અમૃત ઘાયલ અને મકરન્દ દવે) |

# મારા અન્ય પુસ્તકોની યાદી

| | |
|---|---|
| ૧ | **ग़ज़लधारा : ग़ज़ल का छंदशास्त्र एवं ग़ज़ल का तालशास्त्र**<br>**(May – 2015)** |
| ૨ | ગુજરાતી ગઝલનું છંદશાસ્ત્ર<br>**(March – 2016)** |
| 3 | **संगीत का सरल प्राथमिक अभ्यासक्रम**<br>**(June – 2017)** |
| ૪ | ગઝલનું છંદશાસ્ત્ર<br>**(July – 2017)** |
| ૫ | **ताल आधारित संगीत अभ्यासक्रम, भाग - 1**<br>**स्वरांकन - छंदोलय - प्रासानुप्रास**<br>**(August – 2022)** |

# મારા કેટલાંક અભ્યાસ લેખની યાદી

| | |
|---|---|
| ૧ | **ग़ज़ल के छंदों में प्रयुक्त संधि के मुख्य और गौण पद्यभार**<br>**संगीत के ताल के आधार पर**<br>**(January – 2016)** |
| ૨ | સંગીતના તાલના આધારે ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિના મુખ્ય અને ગૌણ પદ્યભાર<br>**(July – 2017)** |
| 3 | ગઝલમાં કાફિયાનું પ્રયોજન : સરળ સામાન્ય સમજ<br>**(December – 2018)** |
| ૪ | કાફિયા-વ્યવસ્થા, છંદ અને ગણવિભાજન સહિત અમૃત 'ઘાયલ'ના ૨૦ મતલા<br>**(May – 2020)** |
| ૫ | ચુસ્ત અને અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા સહિત અમૃત 'ઘાયલ'ના ૧૬ મતલા<br>**(May – 2020)** |
| ૬ | કાફિયા-વ્યવસ્થા નક્કી કરવાની પદ્ધતિ<br>**(May – 2020)** |
| ૭ | ગુજરાતી ગઝલમાં કાફિયા-વ્યવસ્થા<br>**(June – 2021)** |
| ૮ | **हिन्दी-उर्दू ग़ज़ल में क़ाफ़िया-व्यवस्था**<br>**(June – 2021)** |
| ૯ | ગઝલ પરિચય<br>**(July – 2022)** |

મારા બધા જ પુસ્તકો અને અભ્યાસ લેખની **PDF File** મારી વેબસાઈટ પરથી વિના મૂલ્યે ડાઉનલોડ કરી શકાશે. **Website :** https://sites.google.com/site/udayshahghazal/

# મારી વાત

પરંપરાગત કાફિયાશાસ્ત્ર મુજબ કાફિયા-વ્યવસ્થાને સમજવા માટે સૌપ્રથમ વાદી (રવી) સમજવો પડે છે કે જે કાફિયાનો મૂળ અક્ષર છે. ત્યારબાદ વાદી ઉપરાંત વાદી પહેલાના ચાર અક્ષરો (જડ્, સંયોગી, અનુયાયી અને બંધ) અને વાદી પછીના ચાર અક્ષરોને (સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્) સમજવા પડે છે. ગુજરાતી-હિન્દી અને ઉર્દૂ-ફારસી લિપિમાં એક મૂળભૂત તફાવત એ છે કે ગુજરાતી-હિન્દી ભાષામાં વ્યંજન સાથેના સ્વરને વ્યંજનની સાથે જોડીને ચિહ્ન સ્વરૂપે જ લખવામાં આવે છે જ્યારે ઉર્દૂ-ફારસીમાં સ્વર અંગ્રેજીની માફક વ્યંજન પછી અલગ અક્ષર સ્વરૂપે લખવામાં આવે છે. તેથી આ પરંપરાગત કાફિયાશાસ્ત્ર મુજબ કાફિયા-વ્યવસ્થા સમજવા માટે ગુજરાતીમાં સ્વરચિહ્નોને પણ અલગ અક્ષર સ્વરૂપે જોવા પડે છે તથા પરંપરાગત કાફિયાશાસ્ત્રની બધી જ પરિભાષાને ગુજરાતીમાં ઢાળવાનું કામ અશક્ય નહીં તો અઘરું તો છે જ.

આવા કારણોસર મેં આ પહેલાં પ્રસ્તુત યાદીમાં દર્શાવેલ પુસ્તકોનો અભ્યાસ કર્યો. ‘ઝાર’ રાંદેરી કૃત ‘શાઇરી ભાગ-૨’માં (વર્ષ ૧૯૩૬) ઉર્દૂ-ફારસી ભાષા અને લિપિ મુજબના પરંપરાગત કાફિયાશાસ્ત્રને ગુજરાતી ભાષાને અનુરૂપ બનાવીને સુંદર અને સરળ રીતે સમજાવવામાં આવ્યું છે. ત્યારબાદ બધા જ જ્ઞાતાઓની કાફિયાશાસ્ત્ર અંગેની ચર્ચા ‘ઝાર’ રાંદેરી કૃત ‘શાઇરી ભાગ-૨’ને જ અનુસરતી જોવા મળે છે. તેથી જ આ પુસ્તકમાં ગઝલમાં કાફિયા-વ્યવસ્થાની વાદી (રવી) આધારિત પરંપરગત પદ્ધતિ અને કાફિયાક્ષર આધારિત નવી પદ્ધતિનાં તુલનાત્મક અભ્યાસની ચર્ચા મેં ‘ઝાર’ રાંદેરી કૃત ‘શાઇરી ભાગ-૨’ને જ આધારે જ કરી છે.

ગઝલસંગ્રહોના અભ્યાસ દરમિયાન કાફિયાનું જે જે પ્રકારનું વૈવિધ્ય મારા ધ્યાનમાં આવ્યું છે એ પૈકી મોટાભાગનું વૈવિધ્ય મને અમૃત ‘ઘાયલ’ના સમગ્રસંગ્રહ ‘આઠોં જામ ખુમારી’માં જોવા મળ્યું છે તથા અમૃત ‘ઘાયલ’નું પુસ્તક ‘ગઝલ : કલા અને કસબ’ ગઝલનાં છંદશાસ્ત્ર અને કાફિયાશાસ્ત્રની પણ ચર્ચા કરે છે. તેથી જ આ પુસ્તકમાં ઉદાહરણ સ્વરૂપે મોટેભાગે અમૃત ‘ઘાયલ’ની ગઝલોના મતલા પ્રસ્તુત કરવાને વધુ પ્રાધાન્ય આપ્યું છે અને જરૂર જણાય ત્યાં અન્ય ગઝલકારોની ગઝલના મતલા પણ પ્રસ્તુત કર્યા છે. બને ત્યાં સુધી સમગ્રસંગ્રહમાંથી જ ઉદાહરણો પ્રસ્તુત કર્યા છે. આ પુસ્તકમાં ઉદાહરણાર્થે કુલ ૧૨૫ થી વધુ ગઝલોના મતલા પ્રસ્તુત કર્યા છે.

ગઝલમાં છંદ અને કાફિયાની ચુસ્તતા માટે 'શૂન્ય' પાલનપુરીના સમગ્રસંગ્રહ 'શૂન્યની સૃષ્ટિ'નો અભ્યાસ કરવો જોઇએ તથા ગઝલમાં છંદ અને કાફિયાની ચુસ્તતા ઉપરાંત વૈવિધ્ય માટે અમૃત 'ઘાયલ'ના સમગ્રસંગ્રહ 'આઠોં જામ ખુમારી'નો અભ્યાસ કરવો જોઇએ, એવો મારો મત છે.

આ નવી પદ્ધતિ મુજબ વાદી ઉપરાંત વાદી પહેલાના ચાર અક્ષરો (જડ, સંયોગી, અનુયાયી અને બંધ) અને વાદી પછીના ચાર અક્ષરોને (સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્) બદલે ફક્ત કાફિયાક્ષરો જ સમજવાના રહેશે. તેથી આ નવી પદ્ધતિથી કાફિયા-વ્યવસ્થા સમજવાનું ઘણું જ સરળ થઈ જશે એવું મારું માનવું છે. આ નવી પદ્ધતિ મુજબ શક્ય એટલી વધુ પ્રકારની કાફિયા-વ્યવસ્થા યોગ્ય ઠરે એનું ધ્યાન રાખવામાં આવ્યું છે. આ નવી પદ્ધતિ મુજબ ગઝલની સાથે છંદ માફક કાફિયા-વ્યવસ્થા પણ લખી શકાશે.

આમ જુઓ તો આ નવી પદ્ધતિમાં ફક્ત એક અલગ દ્રષ્ટિકોણ માત્ર છે કે જે સમજવામાં વધુ સરળ જણાશે. આપને આ પુસ્તકમાં પ્રસ્તુત કાફિયા-વ્યવસ્થા નક્કી કરવાની નવી પદ્ધતિ સરળ લાગે તો એનો સ્વીકાર કરી શકો છો, અન્યથા એના અસ્વીકારનો પણ આપને પૂર્ણ અધિકાર છે. આ પુસ્તકમાં પ્રસ્તુત મારા વિચારો સાથે અસહમત થવાનો પણ આપને પૂર્ણ અધિકાર છે. આપ કોઈપણ પદ્ધતિથી કાફિયા-વ્યવસ્થા નક્કી કરો, આપની ગઝલોને આપ કાફિયાદોષથી બચાવી શકો એ જ મુખ્ય હેતુ છે.

ધ્યાન રાખવા છતાં છાપભૂલ કે અન્ય પ્રકારની ભૂલની શક્યતા નકારી શકાય એમ નથી. એને કારણે આપને અગવડ પડે તો એ અંગે માફી ચાહું છું.


## ઉદય શાહ

૧૧૫/એ, ધર્મિન નગર,
કબીલપોર,
નવસારી – ૩૯૬૪૨૪,
ગુજરાત – ભારત.
(મો) ૯૪૨૮૮૮૨૬૩૨

તા. ૧૨-૧૨-૨૦૨૨

# અનુક્રમણિકા

# ગઝલમાં કાફિયા અને કાફિયાક્ષર

ગઝલમાં પંક્તિને અંતે પ્રયોજાતા એકસરખા શબ્દ/શબ્દોને રદીફ (અનુપ્રાસ) કહેવામાં આવે છે તથા રદીફની બરાબર પહેલાં પ્રયોજાતા સમાન ઉચ્ચારાંત ધરાવતા શબ્દોને કાફિયા (પ્રાસ) કહેવામાં આવે છે. મતલાની બંને પંક્તિના અંતે અને બાકીના શેરોની ફક્ત બીજી પંક્તિના અંતે રદીફ-કાફિયાનો પ્રયોગ થાય છે. રદીફ વગર ગઝલ શક્ય છે પરંતુ કાફિયા વગર ગઝલ શક્ય નથી. છંદ માફક કાફિયા પણ ગઝલનું અનિવાર્ય અંગ છે. રદીફ વગરની ગઝલમાં પંક્તિને અંતે ફક્ત કાફિયાનો જ પ્રયોગ થાય છે.

(૧)
સખાતે બેસહારાની સહારા દોડતા આવ્યા,
જિગરથી ઝંપલાવ્યું તો કિનારા દોડતા આવ્યા.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૧૯)
કાફિયા : સહારા – કિનારા

(૨)
રસ્તો નહીં જડે તો રસ્તો કરી જવાના,
થોડા અમે મૂંઝાઈ મનમાં મરી જવાના!
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૨૦૨)
કાફિયા : કરી – મરી

(3)
સાત સમંદર તરવા ચાલી, જ્યારે કોઈ નાવ અકેલી,
ઝંઝા બોલી : 'ખમ્મા! ખમ્મા!' હિંમત બોલી : 'અલ્લા બેલી!'.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૧૭)
કાફિયા : અકેલી – બેલી

(૪)
ભાન છે કોને, જીવન આબાદ કે બરબાદ છે?
કોઈથી આંખો મળી'તી એટલું બસ યાદ છે!
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૧૫૫)
કાફિયા : બરબાદ – યાદ

(૫)
એ તો બની ન શકતે જગતમાં કલા વિના,
સમજાઈ જાય વાત અનુભવ થયા વિના.
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૭૮)
કાફિયા : કલા – થયા

(૬)
બનાવટ ને નકલ દુનિયામાં પાંગરતી નથી હોતી,
કે નક્શાના સમંદરમાં કદી ભરતી નથી હોતી.
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૫૪)
કાફિયા : પાંગરતી – ભરતી

(૭)
હૃદય સમીપે અતિથિને ઓળખાવ્યા બાદ,
હરેક શ્વાસ ગયો, બીજો શ્વાસ આવ્યા બાદ.
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૩૧૩)
કાફિયા : ઓળખાવ્યા – આવ્યા

(૮)
ન હોતું કોઈ ત્યાં ઉદગારમાં 'આવો' કરી બેઠા!
દીવાના તો હતા; આગળ વધી દાવો કરી બેઠા!
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૨૧૭)
કાફિયા : આવો – દાવો

'અરૂઝ-શેર'માં 'શૂન્ય' પાલનપુરી ઉદાહરણ સાથે ગઝલમાં કાફિયાનું મહત્વ સમજાવે છે, એ જોઇએ.

"એક શેર છે –

જ્વાળા કોઈનાં પ્યારની સળગે છે દિલ મહીં;
ઓ કાળ! સાવધાન! તવાઈ છે શિર ઉપર.

આ શેરની બંને પંક્તિઓ વચ્ચે રદીફ-કાફિયાનો સંબંધ નથી. એને રદીફ-કાફિયા આપીએ.

દિલમાં કોઈના પ્યારની જ્વાળા લપાઈ છે,
ઓ કાળ! સાવધાન કે શિર પર તવાઈ છે.
- શૂન્ય

બંને દ્રષ્ટાંતોની સરખામણી કરતાં જણાશે કે રદીફ-કાફિયાના પ્રભાવથી શેરની સુરત બદલાઈ ગઈ અને એ વધુ ચોટદાર થઈ ગયો.

શાયરીને (સાહેરી)-જાદૂ કરી દેવામાં રદીફ અને કાફિયા કેટલો મહત્વનો ભાગ ભજવે છે, તે માટે ફક્ત ઉપરનું ઉદાહરણ બસ થશે. કાફિયાની કેદ ઉઠાવી લેવાથી વિચારોનો મુક્ત-વિહાર શક્ય છે પરંતુ શેરની ચોટ ઓછી થઈ જાય છે."

- 'શૂન્ય' પાલનપુરી
('અરૂઝ-શેર', સંપાદન : ડૉ. રાજેશ વ્યાસ 'મિસ્કીન', પૃષ્ઠ ક્રમાંક ૭)

અહીં કાફિયા-વ્યવસ્થાની નવી પદ્ધતિની ટૂંકમાં ચર્ચા કરું છું, એની વિસ્તૃત ચર્ચા પછીના પ્રકરણમાં કરીશું.

સમાન ઉચ્ચારાંતવાળા શબ્દો ગઝલમાં કાફિયા તરીકે પ્રયોજવામાં આવે છે. એક જ ગઝલના જુદા-જુદા કાફિયામાં અંતેથી નિશ્ચિત ક્રમના જે અક્ષરના સ્વરની સમાનતાના કારણે કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે એને આપણે કાફિયાક્ષર (મુખ્ય અક્ષર) કહીશું. કાફિયામાં કાફિયાક્ષર પછીના અક્ષરો એકસરખા જ હોય છે અથવા કાફિયાના ફક્ત અંત્યાક્ષરોના સ્વર જ એકસરખા હોય છે એટલે કે અંત્યાક્ષર જ કાફિયાક્ષર હોય છે. કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર અથવા અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે. આ નવી પદ્ધતિ મુજબ કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરોનું કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં કંઈ જ યોગદાન કે મહત્વ નથી.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

આ પહેલાના મારા કાફિયા અંગેના અભ્યાસ લેખમાં મેં કાફિયાક્ષર માટે મુખ્યઅક્ષર શબ્દનો પ્રયોગ કર્યો હતો પરંતુ આ પુસ્તકમાં હું કાફિયાક્ષર શબ્દનો જ પ્રયોગ કરીશ.

અહીં ઉદાહરણાર્થે ઉપરોક્ત મતલા કાફિયા-વ્યવસ્થાના વિવરણ સહિત ફરીથી પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
સખાતે બેસહારાની સહારા દોડતા આવ્યા,
જિગરથી ઝંપલાવ્યું તો કિનારા દોડતા આવ્યા.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૧૯)
કાફિયા : સહારા – કિનારા
કાફિયા-વ્યવસ્થા : આકાર+રા

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'રા' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'આ' એકસરખો હોવો જોઈએ.

(૨)
રસ્તો નહીં જડે તો રસ્તો કરી જવાના,
થોડા અમે મૂંઝાઈ મનમાં મરી જવાના!
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૨૦૨)
કાફિયા : કરી – મરી
કાફિયા-વ્યવસ્થા : અકાર+રી

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'રી' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'અ' એકસરખો હોવો જોઈએ.

(૩)
સાત સમંદર તરવા ચાલી, જ્યારે કોઈ નાવ અકેલી,
ઝંઝા બોલી : 'ખમ્મા! ખમ્મા!' હિંમત બોલી : 'અલ્લા બેલી!'.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૧૭)
કાફિયા : અકેલી – બેલી
કાફિયા-વ્યવસ્થા : એકાર+લી

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'લી' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'એ' એકસરખો હોવો જોઈએ.

(૪)
ભાન છે કોને, જીવન આબાદ કે બરબાદ છે?
કોઈથી આંખો મળી'તી એટલું બસ યાદ છે!
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૧૫૫)
કાફિયા : બરબાદ – યાદ
કાફિયા-વ્યવસ્થા : આકાર+દ

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'દ' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'આ' એકસરખો હોવો જોઈએ.

(૫)
એ તો બની ન શકતે જગતમાં ક<u>લા</u> વિના,
સમજાઈ જાય વાત અનુભવ થ<u>યા</u> વિના.
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ७૮)
કાફિયા : ક<u>લા</u> – થ<u>યા</u>
કાફિયા-વ્યવસ્થા : આકાર+0 = આકારાંત

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષરનો સ્વર 'આ' એકસરખો હોવો જોઈએ.

(૬)
બનાવટ ને નકલ દુનિયામાં પાં<u>ગ</u>રતી નથી હોતી,
કે નક્શાના સમંદરમાં કદી <u>ભ</u>રતી નથી હોતી.
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૫૪)
કાફિયા : પાં<u>ગ</u>રતી – <u>ભ</u>રતી
ઉચ્ચારણ : પાં<u>ગ</u>ર્તી – <u>ભ</u>ર્તી
કાફિયા-વ્યવસ્થા : અકાર+રતી = અકાર+ર્તી

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો છેલ્લેથી બીજો અક્ષર 'ર' સહિત અંત્યાક્ષર 'તી' એટલે કે અંત્યાક્ષરો 'રતી' એકસરખા હોવા જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'અ' એકસરખો હોવો જોઈએ. 'પાંગરતી' અથવા 'ભરતી' કાફિયા સાથે હસતી, ઘડતી, લખતી, ભમતી વગેરે જેવા કાફિયા અયોગ્ય ગણાય છે કે જેમાં અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો અક્ષર (અહીં છેલ્લેથી બીજો અક્ષર) અલગઅલગ હોય.

(૭)
હૃદય સમીપે અતિથિને ઓળખાવ્યા બાદ,
હરેક શ્વાસ ગયો, બીજો શ્વાસ આવ્યા બાદ.
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૩૧૩)
કાફિયા : ઓળખાવ્યા – આવ્યા
કાફિયા-વ્યવસ્થા : આકાર+વ્યા

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં જોડાક્ષર 'વ્' સહિત અંત્યાક્ષર 'યા' એટલે કે અંત્યાક્ષર 'વ્યા' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'આ' એકસરખો હોવો જોઈએ. 'ઓળખાવ્યા' અથવા 'આવ્યા' કાફિયા સાથે પામ્યા, રાખ્યા, ભાગ્યા વગેરે જેવા કાફિયા અયોગ્ય ગણાય છે કે જેમાં જોડાક્ષર અલગઅલગ હોય.

(૮)
ન હોતું કોઈ ત્યાં ઉદગારમાં 'આવો' કરી બેઠા!
દીવાના તો હતા; આગળ વધી દાવો કરી બેઠા!
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૨૧૭)
કાફિયા : આવો – દાવો
કાફિયા-વ્યવસ્થા : આકાર+વો

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'વો' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'આ' એકસરખો હોવો જોઈએ.

"કાફિયામાં કાફિયાક્ષર પહેલાના અસમાન ભાગ અને કાફિયાક્ષર પછીના સમાન ભાગને જોડતી કડીનું કામ કાફિયાક્ષરો કરે છે તથા ગઝલમાં કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને (રદીફને) જોડતી કડીનું કામ કાફિયા કરે છે." આ વાત આ પુસ્તકમાં પ્રસ્તુત નવી કાફિયા-વ્યવસ્થાની પદ્ધતિનો પાયો છે. આ વાત સમજવા માટે ઉપરોક્ત બધા જ મતલાને ત્રણ ભાગમાં વહેંચીને ફરીથી પ્રસ્તુત કરું છું કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

| ક્રમ | કાફિયા પહેલાનો<br>અસમાન ભાગ | કાફિયા | કાફિયા પછીનો<br>સમાન ભાગ<br>(રદીફ) |
|---|---|---|---|
| ૧ | સખાતે બેસહારાની | સહારા | દોડતા આવ્યા |
| | જિગરથી ઝંપલાવ્યું તો | કિનારા | દોડતા આવ્યા |
| | | | |
| ૨ | રસ્તો નહીં જડે તો રસ્તો | કરી | જવાના |
| | થોડા અમે મૂંઝાઈ મનમાં | મરી | જવાના |
| | | | |
| ૩ | સાત સમંદર તરવા ચાલી જ્યારે કોઈ નાવ | અકેલી | * |
| | ઝંઝા બોલી ખમ્મા ખમ્મા હિંમત બોલી અલ્લા | બેલી | * |
| | | | |
| ૪ | ભાન છે કોને જીવન આબાદ કે | બરબાદ | છે |
| | કોઈથી આંખો મળી'તી એટલું બસ | યાદ | છે |
| | | | |
| ૫ | એ તો બની ન શકતે જગતમાં | કલા | વિના |
| | સમજાઈ જાય વાત અનુભવ | થયા | વિના |
| | | | |
| ૬ | બનાવટ ને નકલ દુનિયામાં | પાંગરતી | નથી હોતી |
| | કે નક્શાના સમંદરમાં કદી | ભરતી | નથી હોતી |
| | | | |
| ૭ | હૃદય સમીપે અતિથિને | ઓળખાવ્યા | બાદ |
| | હરેક શ્વાસ ગયો, બીજો શ્વાસ | આવ્યા | બાદ |
| | | | |
| ૮ | ન હોતું કોઈ ત્યાં ઉદગારમાં | આવો | કરી બેઠા |
| | દીવાના તો હતા આગળ વધી | દાવો | કરી બેઠા |

કાફિયા-વ્યવસ્થાની નવી પદ્ધતિની ટૂંકમાં પરંતુ જાણવા જેવી લગભગ બધી જ અગત્યની બાબતોનો સમવેશ આ પ્રકરણમાં થઈ ગયો છે. હવે પછીના પ્રકરણમાં વધુ ઉદાહરણો સાથે કાફિયા-વ્યવસ્થાની નવી પદ્ધતિની વિસ્તૃત ચર્ચા કરીશું.

# ગુજરાતી ગઝલમાં કાફિયા-વ્યવસ્થા
# કાફિયાક્ષર આધારિત નવી પદ્ધતિ

ગુજરાતી ભાષા અને એની લિપિને અનુરૂપ આ નવી પદ્ધતિથી ગઝલમાં કાફિયા-વ્યવસ્થા સમજવાનું વધુ સરળ થઈ પડશે કારણ કે આ પદ્ધતિથી કાફિયાનો ફક્ત કાફિયાક્ષર જ નક્કી કરવાનો રહેશે. કાફિયામાં કાફિયાક્ષર પછીના અક્ષરો એકસરખા જ રહેશે અને કાફિયાક્ષર પહેલાના અક્ષરોનું કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં કોઈ જ મહત્વ નથી. કાફિયાક્ષર પહેલાના અક્ષરોનું લગાત્મક સ્વરૂપ છંદ મુજબ હોય એટલું જ જરૂરી છે. આ નવી પદ્ધતિ મુજબ ગઝલમાં છંદની માફક કાફિયા-વ્યવસ્થા પણ લખી શકાશે. ગુજરાતી-હિન્દી અને ઉર્દૂ-ફારસી લિપિમાં એક મૂળભૂત તફાવત એ છે કે ગુજરાતી-હિન્દી ભાષામાં વ્યંજન સાથેના સ્વરને વ્યંજનની સાથે જોડીને ચિહ્ન સ્વરૂપે જ લખવામાં આવે છે જ્યારે ઉર્દૂ-ફારસીમાં સ્વર અંગ્રેજીની માફક વ્યંજન પછી અલગ અક્ષર સ્વરૂપે લખવામાં આવે છે. આ નવી પદ્ધતિથી કાફિયા-વ્યવસ્થા સમજતી વખતે આ મૂળભૂત તફાવત ખાસ ધ્યાનમાં રાખવો.

ગઝલમાં પંક્તિને અંતે પ્રયોજાતા એકસરખા શબ્દ/શબ્દોને રદીફ (અનુપ્રાસ) કહેવામાં આવે છે તથા રદીફની બરાબર પહેલાં પ્રયોજાતા સમાન ઉચ્ચારાંત ધરાવતા શબ્દોને કાફિયા (પ્રાસ) કહેવામાં આવે છે. મતલાની બંને પંક્તિના અંતે અને બાકીના શેરોની ફક્ત બીજી પંક્તિના અંતે રદીફ-કાફિયાનો પ્રયોગ થાય છે. રદીફ વગર ગઝલ શક્ય છે પરંતુ કાફિયા વગર ગઝલ શક્ય નથી. છંદ માફક કાફિયા પણ ગઝલનું અનિવાર્ય અંગ છે. રદીફ વગરની ગઝલમાં પંક્તિને અંતે ફક્ત કાફિયાનો જ પ્રયોગ થાય છે.

હવે આપણે ગુજરાતી અને હિન્દી ભાષા અને એની લિપિને અનુરૂપ એવી નવી પદ્ધતિથી ગઝલમાં કાફિયા-વ્યવસ્થાને સમજવાનો પ્રયાસ કરીએ કે જે સમજવામાં અતિસરળ છે.

સમાન ઉચ્ચારાંત ધરાવતા શબ્દો ગઝલમાં કાફિયા તરીકે પ્રયોજવામાં આવે છે. શબ્દોમાં ઉચ્ચારાંતની સમાનતા સ્વરને કારણે હોય છે. કાફિયામાં અંતેથી નિશ્ચિત ક્રમના જે અક્ષરોના ફક્ત સ્વરને કારણે ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે તે અક્ષરો પછીના અક્ષરો એકસરખા જ હોય છે અથવા કાફિયાના ફક્ત અંત્યાક્ષરોના સ્વર જ એકસરખા હોય છે. ઉદાહરણ તરીકે, સહારો – વધારો – કિનારો – ઉતારો, કામ – નામ – જામ – હામ, હવા – વફા – ફિઝા – જુદા. જે અક્ષરોના સ્વરને કારણે ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે એને

રેખાંકિત કરીને ફરીથી પ્રસ્તુત કરું છું. સહારો – વધારો – કિનારો – ઉતારો, કામ – નામ – જામ – હામ, હવા – વફા – ફિઝા – જુદા.

સમાન ઉચ્ચારાંત ધરાવતા શબ્દો ગઝલમાં કાફિયા તરીકે પ્રયોજવામાં આવે છે. એક જ ગઝલના જુદા-જુદા કાફિયામાં અંતેથી નિશ્ચિત ક્રમના જે અક્ષરના સ્વરની સમાનતાના કારણે કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે એને આપણે કાફિયાક્ષર (મુખ્ય અક્ષર) કહીશું. આ પહેલાના મારા કાફિયા અંગેના અભ્યાસ લેખમાં મેં કાફિયાક્ષર માટે મુખ્યઅક્ષર શબ્દનો પ્રયોગ કર્યો હતો પરંતુ આ પુસ્તકમાં હું કાફિયાક્ષર શબ્દનો જ પ્રયોગ કરીશ. કાફિયામાં કાફિયાક્ષર પછીના અક્ષરો સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખા જ હોય છે અથવા કાફિયાના ફક્ત અંત્યાક્ષરોના સ્વર જ એકસરખા હોય છે એટલે કે અંત્યાક્ષર જ કાફિયાક્ષર હોય છે. મતલાના બે કાફિયામાં કાફિયાક્ષરોના સ્વર એકસરખા અને વ્યંજન અલગઅલગ હોય છે અથવા એક સ્વર અને બીજો એ જ સ્વરયુક્ત વ્યંજન હોય છે. ગઝલના મતલા સિવાયના અન્ય શેરોમાં પણ કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનનું જેટલું વધુ વૈવિધ્ય જાળવવામાં આવે એટલું વધુ સારું ગણાશે. કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થવાનું કારણ સ્વર હોવાથી કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક છે. તેથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર અથવા અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે. આ નવી પદ્ધતિ મુજબ કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરોનું કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં કંઈ જ યોગદાન કે મહત્વ નથી. કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરો ગઝલમાં પ્રયુક્ત છંદને અનુરૂપ હોય એટલું જ પૂરતું છે. કાફિયામાંથી કાફિયાક્ષરોનો સ્વર અને એના પછીના એકસરખા અક્ષરો એટલે કે કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખવામાં આવે તો કાફિયા અર્થહીન થઈ જાય છે અથવા પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે છે.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

ઉદાહરણાર્થે ચાર મતલા પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
પરિશ્રમ પર નહીં પણ પૂંજી પર જેનો ગુજારો છે,
જગતમાં સાચું પૂછો તો અભાગી તે બિચારો છે.
- અમૃત ‘ઘાયલ’
(‘આઠોં જામ ખુમારી’, પૃષ્ઠ ક્રમાંક ૧૭૧)
કાફિયા : ગુજારો – બિચારો
કાફિયા-વ્યવસ્થા = આકાર+રો

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર ‘રો’ એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર ‘આ’ એકસરખો હોવો જોઈએ.

(૨)
શ્વાસે શ્વાસે મોતને મળવાની આશ!
જિંદગી જાણે કે એક જીવંત લાશ!
- ‘શૂન્ય’ પાલનપુરી
(‘શૂન્યની સૃષ્ટિ’, પૃષ્ઠ ક્રમાંક ૨૯)
કાફિયા : આશ – લાશ
કાફિયા-વ્યવસ્થા = આકાર+શ

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર ‘શ’ એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર ‘આ’ એકસરખો હોવો જોઈએ.

(3)
રહેશે મને આ મારી મુસીબતની દશા યાદ,
બીજા તો બધા ઠીક છે, આવ્યો ન ખુદા યાદ.
- ‘મરીઝ’
(‘સમગ્ર મરીઝ’, પૃષ્ઠ ક્રમાંક ૧૧૬)
કાફિયા : દશા – ખુદા
કાફિયા-વ્યવસ્થા = આકાર+0 = આકારાંત

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષરનો સ્વર ‘આ’ એકસરખો હોવો જોઈએ.

(૪)

સતત વાદળની આગળ કરગર્યાથી ફેર શું પડતે?
સ્વમાની સૂર્ય, સંબંધિત ગગન ટકતે તો તું પડતે!
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૩૬૫)

કાફિયા : શું – તું

કાફિયા-વ્યવસ્થા = ઉંકાર+0 = ઉંકારાંત

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષરનો સ્વર 'ઉં' એકસરખો હોવો જોઈએ.

હવે આપણે ઉપરોક્ત મતલાના કાફિયાને ત્રણ ભાગમાં વહેંચી દઈએ.

| ક્રમ | **કાફિયા** | ભાગ-૧ કાફિયાક્ષર પહેલાનો અસામાન ભાગ | ભાગ-૨ **કાફિયાક્ષર** | ભાગ-૩ કાફિયાક્ષર પછીનો સમાન ભાગ |
|---|---|---|---|---|
| ૧ | ગુજારો | ગુ | જા (જ્+આ) | રો |
| | બિચારો | બિ | ચા (ચ્+આ) | રો |
| | | | | |
| ૨ | આશ | * | આ (0+આ) | શ |
| | લાશ | * | લા (લ્+આ) | શ |
| | | | | |
| ૩ | દશા | દ | શા (શ્+આ) | * |
| | ખુદા | ખુ | દા (દ્+આ) | * |
| | | | | |
| ૪ | શું | * | શું (શ્+ઉં) | * |
| | તું | * | તું (ત્+ઉં) | * |

## ભાગ-૧ :-

કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરોનું કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં કંઈ જ યોગદાન કે મહત્વ નથી. કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરો ગઝલમાં પ્રયુક્ત છંદને અનુરૂપ હોય એટલું જ પૂરતું છે.

## ભાગ-૨ :-

ભાગ-૨ના અક્ષરો કાફિયાક્ષર કહેવાશે કે જેના વ્યંજનો અલગઅલગ છે પરંતુ સ્વર એકસરખા છે અથવા એક સ્વર અને બીજો એ જ સ્વરયુક્ત વ્યંજન છે. તેથી કાફિયાક્ષરથી કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે.

## ભાગ-3 :-

ભાગ-3ના અક્ષરો સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખા જ હોવાથી કાફિયાના અંત સુધી ઉચ્ચારાંતમાં સમાનતા જળવાયેલી રહે છે. ભાગ-3માં એકસરખા અક્ષરો ન હોય તો પણ કાફિયાક્ષરના સ્વરની સમાનતાને કારણે કાફિયાના અંતે ઉચ્ચારાંતમાં સમાનતા જળવાયેલી રહે છે.

હવે આ નવી પદ્ધતિ મુજબ કાફિયાક્ષરનું મહત્વ અને કાર્ય સમજવાનો પ્રયાસ કરીએ.

એક જ ગઝલના જુદા-જુદા કાફિયામાં કાફિયાક્ષરના અલગઅલગ વ્યંજન માટે એકસરખા સ્વરના પ્રયોગથી કાફિયામાં ઉચ્ચારાંતની સમાનતા શરૂ થાય છે કે જે ત્યારબાદના સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખા અક્ષરોના પ્રયોગથી કાફિયાના અંત સુધી જળવાયેલી રહે છે અને ત્યારબાદ રદીફનો પ્રયોગ થતો હોવાથી ગઝલની પંક્તિના અંત સુધી ઉચ્ચારાંતમાં સમાનતા જળવાયેલી રહે છે. ગઝલના મતલામાં જે કાફિયા-વ્યવસ્થા નક્કી થઈ હોય એ જ કાફિયા-વ્યવસ્થા આખી ગઝલમાં નિભાવવામાં આવતી હોવાથી આખી ગઝલના બધા જ કાફિયામાં ઉચ્ચારાંતની સમાનતા જળવાયેલી રહે છે.

મતલાના બંને કાફિયાના કાફિયાક્ષરોના વ્યંજન અલગઅલગ હોય છે કે જેનો ઝોક કાફિયાક્ષર પહેલાના અલગઅલગ શબ્દો/અક્ષરો તરફ રહેશે તથા મતલાના બંને કાફિયાના કાફિયાક્ષરોના સ્વર એકસરખા હોય છે કે જેનો ઝોક કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો અને

શબ્દ/શબ્દો તરફ એટલે કે રદીફ તરફ રહેશે. આમ કાફિયામાં કાફિયાક્ષર પહેલાના અસમાન ભાગ અને કાફિયાક્ષર પછીના સમાન ભાગને જોડતી કડીનું કામ કાફિયાક્ષરો કરે છે તથા ગઝલમાં કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને (રદીફને) જોડતી કડીનું કામ કાફિયા કરે છે.

હવે ઉપરોક્ત મતલાની બંને પંક્તિ અને બંને કાફિયાના જુદા-જુદા ભાગ કરીને કોષ્ટક સ્વરૂપે પ્રસ્તુત કરું છું. એનાથી "કાફિયામાં કાફિયાક્ષર પહેલાના અસમાન ભાગ અને કાફિયાક્ષર પછીના સમાન ભાગને જોડતી કડીનું કામ કાફિયાક્ષરો કરે છે તથા ગઝલમાં કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને (રદીફને) જોડતી કડીનું કામ કાફિયા કરે છે" એ વાત સરળતાથી સમજાય જશે.

| કાફિયા પહેલાનો અસમાન ભાગ | કાફિયા | | | કાફિયા પછીનો સમાન ભાગ (રદીફ) |
|---|---|---|---|---|
| | કાફિયાક્ષર પહેલાનો કાફિયાનો અસમાન ભાગ | કાફિયાક્ષર | કાફિયાક્ષર પછીનો કાફિયાનો સમાન ભાગ | |
| પરિશ્રમ પર નહીં પણ પૂંજી પર જેનો | ગુ | જા (જ્+આ) | રો | છે |
| જગતમાં સાચું પૂછો તો અભાગી તે | બિ | ચા (ચ્+આ) | રો | છે |
| | | | | |
| શ્વાસે શ્વાસે મોતને મળવાની | * | આ (૦+આ) | શ | * |
| જિંદગી જાણે કે એક જીવંત | * | લા (લ્+આ) | શ | * |
| | | | | |
| રહેશે મને આ મારી મુસીબતની | દ | શા (શ્+આ) | * | યાદ |
| બીજા તો બધા ઠીક છે આવ્યો ન | ખુ | દા (દ્+આ) | * | યાદ |
| | | | | |
| સતત વાદળની આગળ કરગર્યાથી ફેર | * | શું (શ્+ઉં) | * | પડતે |
| સ્વમાની સૂર્ય સંબંધિત ગગન ટકતે તો | * | તું (ત્+ઉં) | * | પડતે |

કાફિયામાંથી કાફિયાક્ષરોનો સ્વર અને એના પછીના એકસરખા અક્ષરો એટલે કે કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખવામાં આવે તો કાફિયા અર્થહીન થઈ જાય છે અથવા પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે છે.

| ક્રમ | કાફિયા | કાફિયા-વ્યવસ્થા | કાફિયા-વ્યવસ્થા સિવાયનો ભાગ | |
|---|---|---|---|---|
| ૧ | ગુજારો<br>બિચારો | આકાર+રો | ગુજ<br>બિચ | મૂળ અર્થ બદલાઈ ગયો<br>મૂળ અર્થ બદલાઈ ગયો |
| | | | | |
| ૨ | આશ<br>લાશ | આકાર+શ | *<br>લ | *<br>અર્થહીન |
| | | | | |
| ૩ | દશા<br>ખુદા | આકારાંત | દશ<br>ખુદ | મૂળ અર્થ બદલાઈ ગયો<br>મૂળ અર્થ બદલાઈ ગયો |
| | | | | |
| ૪ | શું<br>તું | ઉંકારાંત | શ<br>ત | અર્થહીન<br>અર્થહીન |

"કાફિયામાં કાફિયાક્ષર પહેલાના અસમાન ભાગ અને કાફિયાક્ષર પછીના સમાન ભાગને જોડતી કડીનું કામ કાફિયાક્ષરો કરે છે તથા ગઝલમાં કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને (રદીફને) જોડતી કડીનું કામ કાફિયા કરે છે." આ નવી પદ્ધતિમાં કાફિયાક્ષરોનું આ મહત્વ અને કાર્ય સમજ્યા પછી "કાફિયામાંથી કાફિયાક્ષરોનો સ્વર અને એના પછીના એકસરખા અક્ષરો એટલે કે કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખવામાં આવે તો કાફિયા અર્થહીન થઈ જાય છે અથવા પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે છે." એ નિયમનો કશો અર્થ રહેતો નથી. તેથી આ નવી પદ્ધતિ મુજબ કાફિયા-વ્યવસ્થા સમજવા માટે આપણે આ નિયમને તિલાંજલિ જ આપી દઈએ.

# કાફિયાક્ષર આધારિત કાફિયા-વ્યવસ્થાની નવી પદ્ધતિ

સમાન ઉચ્ચારાંત ધરાવતા શબ્દો ગઝલમાં કાફિયા તરીકે પ્રયોજવામાં આવે છે. એક જ ગઝલના જુદા-જુદા કાફિયામાં અંતેથી નિશ્ચિત ક્રમના જે અક્ષરના સ્વરની સમાનતાના કારણે કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે એને આપણે કાફિયાક્ષર (મુખ્ય અક્ષર) કહીશું. આ પહેલાના મારા કાફિયા અંગેના અભ્યાસ લેખમાં મેં કાફિયાક્ષર માટે મુખ્યઅક્ષર શબ્દનો પ્રયોગ કર્યો હતો પરંતુ આ પુસ્તકમાં હું કાફિયાક્ષર શબ્દનો જ પ્રયોગ કરીશ. કાફિયામાં કાફિયાક્ષર પછીના અક્ષરો સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખા જ હોય છે અથવા કાફિયાના ફક્ત અંત્યાક્ષરોના સ્વર જ એકસરખા હોય છે એટલે કે અંત્યાક્ષર જ કાફિયાક્ષર હોય છે. મતલાના બે કાફિયામાં કાફિયાક્ષરોના સ્વર એકસરખા અને વ્યંજન અલગઅલગ હોય છે અથવા એક સ્વર અને બીજો એ જ સ્વરયુક્ત વ્યંજન હોય છે. ગઝલના મતલા સિવાયના અન્ય શેરોમાં પણ કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનનું જેટલું વધુ વૈવિધ્ય જાળવવામાં આવે એટલું વધુ સારું ગણાશે. કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થવાનું કારણ સ્વર હોવાથી કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક છે. તેથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર અથવા અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે. આ નવી પદ્ધતિ મુજબ કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરોનું કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં કંઈ જ યોગદાન કે મહત્વ નથી. કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરો ગઝલમાં પ્રયુક્ત છંદને અનુરૂપ હોય એટલું જ પૂરતું છે.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

કાફિયામાં કાફિયાક્ષર પહેલાના અસમાન ભાગ અને કાફિયાક્ષર પછીના સમાન ભાગને જોડતી કડીનું કામ કાફિયાક્ષરો કરે છે તથા ગઝલમાં કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને (રદીફને) જોડતી કડીનું કામ કાફિયા કરે છે.

ગઝલસંગ્રહોના અભ્યાસ દરમિયાન કાફિયાનું જે જે પ્રકારનું વૈવિધ્ય મારા ધ્યાનમાં આવ્યું છે એ પૈકી મોટાભાગનું વૈવિધ્ય મને અમૃત 'ઘાયલ'ના સમગ્રસંગ્રહ 'આઠોં જામ ખુમારી'માં જોવા મળ્યું છે. તેથી જ આ પુસ્તકમાં ઉદાહરણ સ્વરૂપે મોટેભાગે અમૃત 'ઘાયલ'ની ગઝલોના મતલા પ્રસ્તુત કરવાને વધુ પ્રાધાન્ય આપ્યું છે અને જરૂર જણાય ત્યાં અન્ય ગઝલકારોની ગઝલના મતલા પણ પ્રસ્તુત કર્યા છે.

# ચુસ્ત કાફિયા-વ્યવસ્થા

જે કાફિયામાં ઓછામાં ઓછો એક અંત્યાક્ષર એકસરખો હોય અને એના પહેલાના અક્ષરોનો ફક્ત સ્વર એકસરખો હોય એને આપણે ચુસ્ત કાફિયા કહીશું. મારા અભ્યાસ દરમિયાન આ પ્રકારમાં અ, આ, ઇ, ઈ, ઊ, એ, ઓ અને અં સ્વરયુક્ત કાફિયાક્ષરવાળી ગઝલો જોવા મળી છે પરંતુ ઉ, ઐ, ઔ અને અ: સ્વરયુક્ત કાફિયાક્ષરવાળી ગઝલો જોવા મળી નથી. આ પ્રકારની ગઝલોમાં કાફિયાક્ષર અને એના પછીના તરતના અક્ષર મળીને લગાત્મક સ્વરૂપ ગા, લગા, ગાલ અને ગાગા જોવા મળે છે. પ્રસ્તુત ઉદાહરણોમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

કર – ભર – તર – સર
કાફિયા-વ્યવસ્થા = અકાર+ર
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગા

અમર – જિગર – અસર – ઉપર
કાફિયા-વ્યવસ્થા = અકાર+ર
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગા

અમન – ચમન – ગમન – નમન
કાફિયા-વ્યવસ્થા = અકાર+મન
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : લગા
(કાફિયાના છેલ્લા બે અક્ષરો 'મન'નું લગાત્મક સ્વરૂપ 'ગા' જ થશે.)

અમી – નમી – ગમી – રમી
કાફિયા-વ્યવસ્થા = અકાર+મી
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : લગા

આમ – કામ – નામ – જામ
કાફિયા-વ્યવસ્થા = આકાર+મ
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાલ

આપી – માપી – છાપી – કાપી
કાફિયા-વ્યવસ્થા = આકાર+પી
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાગા

કારણ – મારણ – ભારણ – તારણ
કાફિયા-વ્યવસ્થા = આકાર+રણ
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાગા
(કાફિયાના છેલ્લા બે અક્ષરો ‘રણ’નું લગાત્મક સ્વરૂપ ‘ગા’ જ થશે.)

રીત – જીત – ગીત – પ્રીત
કાફિયા-વ્યવસ્થા = ઈકાર+ત
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાલ

કીધી – પીધી – સીધી – લીધી
કાફિયા-વ્યવસ્થા = ઈકાર+ધી
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાગા

નૂર – હૂર – પૂર – ચૂર
કાફિયા-વ્યવસ્થા = ઊકાર+ર
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાલ

પૂરી – બૂરી – ચૂરી – દૂરી
કાફિયા-વ્યવસ્થા = ઊકાર+રી
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાગા

શેર – ઢેર – ફેર – ઝેર
કાફિયા-વ્યવસ્થા = એકાર+ર
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાલ

એવી – દેવી – જેવી – લેવી
કાફિયા-વ્યવસ્થા = એકાર+વી
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાગા

ખોલ – ડોલ – બોલ – તોલ
કાફિયા-વ્યવસ્થા = ઓકાર+લ
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાલ

ખોલી – ડોલી – બોલી – તોલી
કાફિયા-વ્યવસ્થા = ઓકાર+લી
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાગા

રંગ – ઢંગ – ભંગ – જંગ
કાફિયા-વ્યવસ્થા = અંકાર+ગ
કાફિયાક્ષર અને એના પછીના અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગાલ

ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
જ્યાં દુઃખ નથી કે રંજ નથી કોઈ ગમ નથી,
જન્નત એ દોસ્ત લેશ જહન્નમથી કમ નથી.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૪૦)
કાફિયા : ગમ – કમ
કાફિયા-વ્યવસ્થા : અકાર+મ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : દમ, શરમ, સનમ, ધરમ, સુગમ, કદમ, કમસેકમ.

(૨)
બોધ શ્રોતાને ગળે ના ઊતરે,
બોલ એમાં સંત સાધુ શું કરે!
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૬૪)
કાફિયા : ઊતરે – કરે
કાફિયા-વ્યવસ્થા : અકાર+રે
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : તરે, વેતરે, ગોંદરે, ડરે, સરે, મરે, ધરે.

(3)
એ ઘડી પણ એક વખત આવી હતી,
સુખની મારા હાથમાં ચાવી હતી.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૩૧)
કાફિયા : આવી – ચાવી
કાફિયા-વ્યવસ્થા : આકાર+વી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સમજાવી, ખાવી, લાવી, બિરદાવી, ગાવી.

(૪)
હવે ક્યાં રહ્યું છે જરી વાર જેવું,
અસુખ થઈ ગયું છે લગાતાર જેવું.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૫૩૬)
કાફિયા : વાર – લગાતાર
કાફિયા-વ્યવસ્થા : આકાર+ર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ધાર, ચિત્કાર, ભાર, સમજદાર, નિરાકાર, સમાચાર, આર, નિરાધાર.

(૫)
નિવેદન દિલનું નજરોથી નિવેદિત થઈ નથી શકતું,
બધે રડતો ફરું છું દુઃખ પ્રદર્શિત થઈ નથી શકતું.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૮૮)
કાફિયા : નિવેદિત – પ્રદર્શિત
કાફિયા-વ્યવસ્થા : ઇકાર+ત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : અંકિત, પ્રફુલ્લિત, પરિચિત, નિશ્ચિત, પ્રભાવિત, હિત, પ્રવાહિત, શોણિત.

(૬)
અચાનક નજર ફેરવી કેમ લીધી?
હજી તો નથી વાત સુદ્ધાં મેં કીધી.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૨૫૩)
કાફિયા : લીધી – કીધી
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+ધી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સીધી, પીધી, દીધી.

(૭)
મારી કને જે થોડાં ઘણાં આ પ્રતીક છે,
મરકત મણિ છે ખૂબ મજાનાં અકીક છે.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૫૫)
કાફિયા : પ્રતીક – અકીક
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+ક
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઠીક, નજીક, બીક, નીક.

(૮)
સમાજ આપણો ભાવિક નથી, ફિતૂરી છે,
છે મુખમાં રામ પરંતુ બગલમાં છૂરી છે.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૭૫)
કાફિયા : ફિતૂરી – છૂરી
કાફિયા-વ્યવસ્થા : ઊકાર+રી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : જરૂરી, અધૂરી, બૂરી, પૂરી, શૂરી, મધુરી, બસૂરી, ઝૂરી.
(આ ગઝલમાં 'મધુરી' શબ્દ 'મધૂરી' ઉચ્ચાર સાથે 'લગાગા' સ્વરૂપે પ્રયોજવામાં આવ્યો છે.)

(૯)
વાત દિલની કબૂલ કીધી છે,
મેં ય પણ કેવી ભૂલ કીધી છે!
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૦૧)
કાફિયા : કબૂલ – ભૂલ
કાફિયા-વ્યવસ્થા : ઊકાર+લ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ડૂલ, ફજૂલ, ફૂલ, વસૂલ.

(૧૦)
જંગલને નિશદિન ઝંખે છે, જંગલથી લેવા દેવા છે,
વસ્તીની પરવા લેશ નથી તારા પાગલ પણ કેવા છે.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૨૯૯)
કાફિયા : દેવા – કેવા
કાફિયા-વ્યવસ્થા : એકાર+વા
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : જેવા, સેવા, લેવા, હેવા.

(૧૧)
કહીં છે લ્હેર લીલા, ક્યાંક કાળો કેર છે સાકી!
કહું શું કે જગતમાં કેટલું અંધેર છે સાકી!
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૮૬)
કાફિયા : કેર – અંધેર
કાફિયા-વ્યવસ્થા : એકાર+ર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ફેર, વેર, જગજાહેર, મ્હેર, સેર, ઝેર, લ્હેર, ચોમેર, જાહેર, તેર, ખંડેર.

(૧૨)
બીજ થોડાં દઉં છું વેરી જ્યાં ચરણ ખોડું છું હું,
વૃક્ષ થાશે કે નહીં ઈશ્વર ઉપર છોડું છું હું.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૨૩)
કાફિયા : ખોડું – છોડું
કાફિયા-વ્યવસ્થા : ઓકાર+ડું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : દોડું, ફોડું, જોડું, તોડું, ચોડું.

(૧૩)
બધા સમક્ષ બધું બોલવું નહીં ફાવે,
ભરી સભામાં હૃદય ખોલવું નહીં ફાવે.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૬૧૭)
કાફિયા : બોલવું – ખોલવું
કાફિયા-વ્યવસ્થા : ઓકાર+લવું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : તોલવું, ફોલવું, છોલવું, ઠોલવું, ડોલવું.

(૧૪)
ન જ્યોતિ ન પાગલ પતંગો બળે છે,
હકીકતમાં મ્હેફિલના રંગો બળે છે.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૨૭૧)
કાફિયા : પતંગો – રંગો
કાફિયા-વ્યવસ્થા : અંકાર+ગો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઉમંગો, તરંગો, પ્રસંગો, વિહંગો, અઠંગો, સુરંગો.

(૧૫)
રંગ છે, સુગંધ છે!
શું સરસ પ્રબંધ છે!
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૬૧)
કાફિયા : સુગંધ – પ્રબંધ
કાફિયા-વ્યવસ્થા : અંકાર+ધ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ગંધ, થોકબંધ, બંધ, સ્કંધ, અંધ.

(૧૬)
લાખ વિપદ પણ એ સૌ રાંક!
પ્રેમે વાળ્યો આડો આંક!
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૧૪૪)
કાફિયા : રાંક – આંક
કાફિયા-વ્યવસ્થા : આંકાર+ક
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ટાંક, હાંક, ઢાંક, વાંક.

(૧૭)
નથી મારી કને મારુંય પણ કોઈ સ્મરણ સાકી!
ગઈ છે શૂન્યમાં પલટાઈ મારી સાંભરણ સાકી!
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૭૪)
કાફિયા : સ્મરણ – સાંભરણ
કાફિયા-વ્યવસ્થા : અકાર+રણ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઝરણ, આમરણ, અભરાભરણ, શરણ, ચરણ, આવરણ, હરણ,
કંઠાભરણ, જાગરણ, પાગરણ, મરણ.
(બધા જ કાફિયામાં છેલ્લા બે અક્ષરો 'રણ'નું લગાત્મક સ્વરૂપ 'ગા' જ થશે.)

(૧૮)
હજો હાથ કરતાલ ને ચિત્ત ચાનક,
તળેટી સમીપે હજો ક્યાંક થાનક.
- રાજેન્દ્ર શુક્લ
('અમર ગઝલો', પૃષ્ઠ ક્રમાંક ૧૮૮)
કાફિયા : ચાનક – થાનક
કાફિયા-વ્યવસ્થા : આકાર+નક
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પાનક, અચાનક, કથાનક, નાનક, ગાનક, આનક.
(બધા જ કાફિયામાં છેલ્લા બે અક્ષરો 'નક'નું લગાત્મક સ્વરૂપ 'ગા' જ થશે.)

# સ્વરાંત કાફિયા-વ્યવસ્થા

જે કાફિયામાં એકસરખા અંત્યાક્ષરો ન હોય પરંતુ અંત્યાક્ષરોનો ફક્ત સ્વર જ એકસરખો હોય એને આપણે સ્વરાંત કાફિયા કહીશું. આ પ્રકારના કાફિયામાં અંત્યાક્ષર જ કાફિયાક્ષર હોય છે. સ્વરાંત કાફિયા પણ ચુસ્ત કાફિયા જ ગણાય છે. કોઈપણ વ્યંજન અકારાંત જ ઉચ્ચારાતો હોવાથી સ્વરાંત કાફિયાના અંત્યાક્ષરમાં અકારાંત સમાનતાથી કંઈક વિશેષ હોવું એટલે કે કાફિયાના અંત્યાક્ષરનું 'અ' સિવાયના સ્વરથી સ્વરાંત હોવું આવશ્યક થઈ જાય છે. તેથી સ્વરાંત કાફિયામાં અકારાંત કાફિયા વર્જિત રાખવામાં આવ્યા છે. અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષરોના ઉચ્ચારમાં સ્વર જ ઉચ્ચારાતો ન હોવાથી એ પ્રકારના અલગઅલગ અક્ષરો અંત્યાક્ષર હોય એવા કાફિયાને તો સ્વરાંત કાફિયા તો શું કાફિયા પણ કહી ન શકાય, તેથી એને પણ વર્જિત રાખવામાં આવ્યા છે. મારા અભ્યાસ દરમિયાન આ પ્રકારમાં આ, ઈ, ઉં, એ અને ઓ સ્વરયુક્ત કાફિયાક્ષરવાળી ગઝલો જોવા મળી છે. સ્વરાંત કાફિયા પણ ચુસ્ત કાફિયા જ ગણાતા હોવા છતાં સ્વરાંત કાફિયાના પ્રમાણમાં ઉપર દર્શાવેલ ચુસ્ત કાફિયા વધુ કર્ણમધુર લાગશે. કારણ કે સ્વરાંત કાફિયામાં કાફિયાનો અંત્યાક્ષર જ કાફિયાક્ષર હોય છે જ્યારે ચુસ્ત કાફિયામાં કાફિયાક્ષર પછી એક કે એકથી વધુ અક્ષર એકસરખા હોય છે. સ્વરાંત કાફિયાના પ્રસ્તુત ઉદાહરણોમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

વફા – દવા – સિલા – જુદા
કાફિયા-વ્યવસ્થા = આકાર+0 = આકારાંત

આપી – ચાવી – તીખી – ફૂંકી – વેચી – ભોળી
કાફિયા-વ્યવસ્થા = ઈકાર+0 = ઈકારાંત

આગ – ઠીક – પ્રેમ – જોડ – પૂર – ડંખ
કાફિયા-વ્યવસ્થા = અકાર+0 = અકારાંત = અયોગ્ય કાફિયા

કાપ – રાખ – નામ – દાગ
કાફિયા-વ્યવસ્થા = અકાર+0 = અકારાંત = અયોગ્ય કાફિયા

અમર – જગત – સનમ – નયન
ઉચ્ચારણ = અમર્ – જગત્ – સનમ્ – નયન્
કાફિયા-વ્યવસ્થા = હલન્તોચ્ચાર+0 = હલન્તોચ્ચારાંત = અયોગ્ય કાફિયા

ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
હતા આદમી તે છતા થઈ ગયા,
છતા ના થયા તે ખુદા થઈ ગયા.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૧૧)
કાફિયા : છતા – ખુદા
કાફિયા-વ્યવસ્થા : આકાર+0 = આકારાંત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : થયા, હતા, દેખતા, આંધળા, જાગતા, એકલા, જુદા, બધા, બેપતા, ઊઠતા, સાણસા, બાવરા.

(૨)
દોસ્તો જિંદગી છે, ઘડી બે ઘડી,
હો દુઃખી કે સુખી છે, ઘડી બે ઘડી.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૬૮)
કાફિયા : જિંદગી – સુખી
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+0 = ઈકારાંત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : છડી, સર્વોપરી, લાગણી, શાયરી, મયકશી, ચાંદની,
શરમિન્દગી, અણી, મધરાવટી, આદમી, ઘડી.

(૩)
જ્યારે જગતના દુઃખમાં કલા લઈ ગઈ મને,
વસ્તુ નજર ન આવી કોઈ પારકી મને.
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૨૬૮)
કાફિયા : ગઈ – પારકી
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+0 = ઈકારાંત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પેગમ્બરી, સુખી, નથી, ગતિ, દુઃખી, પી, છબી, મળી, વળી.
(આ ગઝલમાં 'ગતિ' શબ્દ 'ગતી' ઉચ્ચાર સાથે 'લગા' સ્વરૂપે પ્રયોજવામાં આવ્યો છે.)

(૪)
વિસ્મિત છું સ્વયં હું કે શું મ્હેસૂસ કરું છું!
કૈં છાનું છે એમાં છતું મ્હેસૂસ કરું છું.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૧૫)
કાફિયા : શું – છતું
કાફિયા-વ્યવસ્થા : ઉંકાર+0 = ઉંકારાંત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : હોવાપણું, તું, ઘણું, સોગણું, ભર્યું, ખરું, ભલું, નવું, હું.

(૫)
કંઈ માગું હું એને રસ પડે છે,
હજી મારી દુઆ એ સાંભળે છે.
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૧૩૦)
કાફિયા : પડે – સાંભળે
કાફિયા-વ્યવસ્થા : એકાર+૦ = એકારાંત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : શકે, ચઢે, રહે, નડે, જોઇએ, ભરે, ઘટે.

(૬)
શ્વાસના તાર ઉપર ચાલતા લોકો જોવા?
મોકલો છો અહીં સૂરજને તમાશો જોવા?
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૪૯૪)
કાફિયા : લોકો – તમાશો
કાફિયા-વ્યવસ્થા = ઓકાર+૦ = ઓકારાંત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પડાવો, આવો, શિરસ્તો, વસંતો, રસ્તો, પરચો, ફૂલો, પ્રલાપો.

# જોડાક્ષરવાળા કાફિયા

આ પદ્ધતિ મુજબ કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે. તેથી આ પ્રકારના કાફિયામાં જોડાક્ષર એકસરખો હોવો જરૂરી છે, અન્યથા કાફિયા અયોગ્ય ઠરે છે. આ પ્રકારના કાફિયામાં કાફિયાક્ષરો પછી તરત આવતો જોડાક્ષર એકસરખો જ હોવો જરૂરી છે. પ્રસ્તુત ઉદાહરણોમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

કર્યો – ડર્યો – ફર્યો – ચર્યો
કાફિયા-વ્યવસ્થા = અકાર+ર્યો

ધાર્યો – માર્યો – ડાર્યો – કાર્યો
કાફિયા-વ્યવસ્થા = આકાર+ર્યો

ફસ્યો – ડસ્યો – હસ્યો – ખસ્યો
કાફિયા-વ્યવસ્થા = અકાર+સ્યો

જાગ્યો – ભાગ્યો – લાગ્યો – વાગ્યો
કાફિયા-વ્યવસ્થા = આકાર+ગ્યો

કર્યો – ફસ્યો – લખ્યો – પડ્યો
કાફિયા-વ્યવસ્થા = જોડાક્ષર+યો = અયોગ્ય કાફિયા

ધાર્યો – જાગ્યો – પાક્યો – ચાખ્યો
કાફિયા-વ્યવસ્થા = જોડાક્ષર+યો = અયોગ્ય કાફિયા

ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
એવી જ છે ઇચ્છા તો મેં આ ઘૂંટ ભર્યો, લે!
છોડ્યો જ હતો કિન્તુ ફરી મીઠો કર્યો, લે!
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૧૫)
કાફિયા : ભર્યો – કર્યો
કાફિયા-વ્યવસ્થા : અકાર+ર્યો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઠર્યો, સર્યો, ફર્યો, ધર્યો, તર્યો, મર્યો.

(૨)
નહીં જ જંપું ધમાર્યા વગર નહીં જંપું,
સમયનો ગર્વ ઉતાર્યા વગર નહીં જંપું.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૭૬)
કાફિયા : ધમાર્યા – ઉતાર્યા
કાફિયા-વ્યવસ્થા : આકાર+ર્યા
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ટપાર્યા, નિવાર્યા, ઉગાર્યા, વિદાર્યા, સાર્યા.

(3)
મયકદે હું જઈ ચડ્યો : સંજોગવશ,
ને સખત ભાંગી પડ્યો : સંજોગવશ.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૬૨)
કાફિયા : ચડ્યો – પડ્યો
કાફિયા-વ્યવસ્થા : અકાર+ડ્યો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ખડ્યો, નડ્યો, આખડ્યો, ઘડ્યો, લડ્યો, રડ્યો.

(૪)
શબ્દને તોડ્યો છે મેં ફોડ્યો છે,
તોડીફોડી યથેચ્છ જોડ્યો છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૧૧)
કાફિયા : ફોડ્યો – જોડ્યો
કાફિયા-વ્યવસ્થા : ઓકાર+ડ્યો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : છોડ્યો, ખોડ્યો, તોડ્યો, ચોડ્યો, વખોડ્યો, સબોડ્યો.

# જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા કાફિયા

આ પદ્ધતિ મુજબ કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી કાફિયાક્ષર તરીકે અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે. તેથી આ પ્રકારના કાફિયામાં અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો અક્ષર એકસરખો હોવો જરૂરી છે, અન્યથા કાફિયા અયોગ્ય ઠરે છે. આ પ્રકારના કાફિયામાં કાફિયાક્ષરો પછી તરત આવતો અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો અક્ષર એકસરખો જ હોવો જરૂરી છે. અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા કાફિયાને જોડાક્ષરવાળા કાફિયા જેવા જ ગણવામાં આવે છે.

હવે જે તે અક્ષર જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો છે કે નહીં એ કઈ રીતે નક્કી થઈ શકે એ જોઇએ. ગઝલમાં સંયુકતપણે ઉચ્ચારાતા બે લઘુના જૂથને બે લઘુ નહીં પરંતુ એક ગુરૂ જ ગણવામાં આવે છે. એટલે કે ગઝલમાં સંયુકતપણે ઉચ્ચારાતા બે લઘુના જૂથનું લગાત્મક સ્વરૂપ 'લલ' નહીં પરંતુ 'ગા' જ ગણવામાં આવે છે. સંયુકતપણે ઉચ્ચારાતા બે લઘુના જૂથમાં પહેલો લઘુ સ્વરાંત જ ઉચ્ચારાતો હોય છે પરંતુ બીજો લઘુ અકારાંત લખાતો હોવા છતાં એનું ઉચ્ચારણ તો હલન્ત જ થતું હોય છે. એ જ કારણે ગઝલમાં સંયુકતપણે ઉચ્ચારાતા બે લઘુના જૂથનું લગાત્મક સ્વરૂપ 'ગા' જ ગણવામાં આવે છે. કાફિયામાં સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુના જૂથ પૈકી પહેલો લઘુ સ્વરાંત જ ઉચ્ચારાતો હોવાથી એ કાફિયાક્ષર હોય તો નવી પદ્ધતિ મુજબ કોઈ કાફિયાદોષ બનતો નથી. કાફિયાક્ષર પછીના અક્ષરો એકસરખા જ હોય છે, તેથી સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુના જૂથ પૈકી બીજો લઘુ એકસરખો હોય તો જ પહેલો લઘુ કાફિયાક્ષર બની શકે છે. પરંતુ જો કાફિયામાં સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુના જૂથ પૈકી બીજો લઘુ અલગઅલગ હોય તો એ જ કાફિયાક્ષર બને છે અને એ અકારાંત લખાતા હોવા છતાં એનું ઉચ્ચારણ તો હલન્ત જ થતું હોવાથી નવી પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. કારણ કે કાફિયાક્ષર તરીકે જોડાક્ષર અથવા અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે. ટૂંકમાં સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુના જૂથ પૈકી બીજો લઘુ કાફિયાક્ષર હોય તો એ અકારાંત લખાતા હોવા છતાં એના હલન્તોચ્ચારને કારણે નવી પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. પ્રસ્તુત ઉદાહરણોમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

ફસવું – ડસવું – હસવું – ખસવું
લગાત્મક સ્વરૂપ : ગાગા
ઉચ્ચારણ = ફસ્વું – ડસ્વું – હસ્વું – ખસ્વું
કાફિયા-વ્યવસ્થા = અકાર+સવું = અકાર+સ્વું

ફસવું – લખવું – પડવું – ફરવું
લગાત્મક સ્વરૂપ : ગાગા
ઉચ્ચારણ = ફસ્વું – લખ્વું – પડ્વું – ફર્વું
કાફિયા-વ્યવસ્થા = હલન્તોચ્ચાર+વું = અયોગ્ય કાફિયા

ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
અમને કહ્યું નજરનું કરતાં ય આવડે છે,
જીવતાં ય આવડે છે મરતાં ય આવડે છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૪૨)
કાફિયા : કરતાં – મરતાં
કાફિયાનો ઉચ્ચાર : કર્તાં – મર્તાં
કાફિયા-વ્યવસ્થા : અકાર+રતાં = અકાર+ર્તાં
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ભરતાં, સરતાં, ફરતાં, ખરતાં, તરતાં, ઠરતાં.
બધા જ કાફિયાનું લગાત્મક સ્વરૂપ : ગાગા

(૨)
નથી એ પામવું સ્હેલું, તથા ઘડવું નથી સ્હેલું,
નથી સ્હેલું અહીં દિલ ગમસભર જડવું નથી સ્હેલું.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૨૯)
કાફિયા : ઘડવું – જડવું
કાફિયાનો ઉચ્ચાર : ઘડ્વું – જડ્વું
કાફિયા-વ્યવસ્થા : અકાર+ડવું = અકાર+ડ્વું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પડવું, લડવું, આથડવું, કડવું, અડવું.
બધા જ કાફિયાનું લગાત્મક સ્વરૂપ : ગાગા ('આથડવું' સિવાય)
'આથડવું'નું લગાત્મક સ્વરૂપ : ગાગાગા

ઉપર પ્રસ્તુત બધા જ ઉદાહરણોના બધા જ કાફિયામાં છેલ્લેથી બીજા ગુરુનું સ્વરૂપ ઉપર જણાવ્યા મુજબ સંયુક્ત ઉચ્ચાર ધરાવતા બે લઘુનું જ છે કે જેમાં બીજો લઘુ અકારાંત લખાતો હોવા છતાં એનું ઉચ્ચારણ હલન્ત છે અને આખી ગઝલના બધા જ કાફિયામાં એકસરખો જ હોય છે.

# જોડાક્ષર અને જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા કાફિયાનો મિશ્ર પ્રયોગ

અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા કાફિયાને જોડાક્ષરવાળા કાફિયા જેવા જ ગણવામાં આવે છે. પ્રસ્તુત ઉદાહરણો પરથી સમજી શકાશે કે જોડાક્ષરવાળા અને અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા કાફિયાને એકસરખા જ ગણવામાં આવે છે. ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
નથી હોતી બધાના ભાગ્યમાં મસ્તી નથી હોતી,
તમે માનો છો મસ્તી એટલે સસ્તી નથી હોતી.
- અમૃત ‘ઘાયલ’
(‘આઠોં જામ ખુમારી’, પૃષ્ઠ ક્રમાંક ૪૦૯)
કાફિયા : મસ્તી – સસ્તી
કાફિયા-વ્યવસ્થા : અકાર+સ્તી / અકાર+સતી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : હસતી, વસતી, ઘસતી, ધસતી, જબરદસ્તી, કસતી.

(૨)
કૈં છબી બનતી રહી, ખસતી રહી,
આંખડી અનિમેષ બે હસતી રહી!
- અમૃત ‘ઘાયલ’
(‘આઠોં જામ ખુમારી’, પૃષ્ઠ ક્રમાંક ૩૬૭)
કાફિયા : ખસતી – હસતી
કાફિયા-વ્યવસ્થા : અકાર+સતી / અકાર+સ્તી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ધસતી, વસતી, ભસતી, મસ્તી, કસતી, સસ્તી, ડસતી.

(3)
મોહબ્બતની વર્ષા વરસતી પિવાડ!
મને તારી આંખોની મસ્તી પિવાડ!
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૩૪૮)
કાફિયા : વરસતી – મસ્તી
કાફિયા-વ્યવસ્થા : અકાર+સતી / અકાર+સ્તી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : વસ્તી, સસ્તી, અમસ્તી, હસ્તી.

# એકાર અને ઍકાર તથા ઓકાર અને ઑકાર

ખોળ-ગૉળ
કાફિયા-વ્યવસ્થા = ઑકાર+ળ

સોળ-ગોળ
કાફિયા-વ્યવસ્થા = ઓકાર+ળ

ઑકાર+ળ અને ઓકાર+ળ એ બંને કાફિયા-વ્યવસ્થા અલગઅલગ હોવાથી મતલામાં ખોળ-ગૉળ કાફિયા લીધા હોય તો અન્ય શેરોમાં સોળ-ગોળ કાફિયા લેવાથી આ નવી પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. એ જ રીતે મતલામાં સોળ-ગોળ કાફિયા લીધા હોય તો અન્ય શેરોમાં ખોળ-ગૉળ કાફિયા લેવાથી પણ કાફિયા અયોગ્ય ઠરે છે. એ જ વાત એકાર અને ઍકાર માટે પણ લાગુ પડશે.

# એકથી વધુ લગાત્મક સ્વરૂપ ધરાવતા કાફિયા

(૧)

કાફિયા : રહી – સહી – કહી – વહી

લગાત્મક સ્વરૂપ : લગા

ઉચ્ચારણ : રહી – સહી – કહી – વહી

કાફિયા-વ્યવસ્થા : અકાર+હી

લગાત્મક સ્વરૂપ : ગા

ઉચ્ચારણ : રૈ – સૈ – કૈ – વૈ

કાફિયા-વ્યવસ્થા : ઐકારાંત

'લગા' સ્વરૂપના શબ્દો 'રહી' – 'સહી' – 'કહી' – 'વહી' અથવા 'ગઈ' – 'થઈ' – 'જઈ' – 'દઈ' ગઝલમાં છૂટ લઈને 'ગા' સ્વરૂપે પણ પ્રયોજવામાં આવે છે. આખી ગઝલમાં અનુકૂળતા મુજબ બેમાંથી કોઈપણ સ્વરૂપે લઈ શકાય છે પરંતુ જો એ કાફિયા તરીકે પ્રયોજવામાં આવે તો આખી ગઝલમાં કોઈપણ એક જ સ્વરૂપે (લગા અથવા ગા સ્વરૂપે) જ પ્રયોજી શકાશે, બંને સ્વરૂપે નહીં.

'રહી' – 'સહી' – 'કહી' – 'વહી' અને 'ગઈ' – 'થઈ' – 'જઈ' – 'દઈ' બંને પ્રકારના કાફિયા 'લગા' સ્વરૂપે તો એક જ ગઝલમાં પ્રયોજી શકાય નહીં (સ્વરાંત કાફિયા સિવાય) પરંતુ 'રૈ' – 'સૈ' – 'કૈ' – 'વૈ' અને 'ગૈ' – 'થૈ' – 'જૈ' – 'દૈ' ઉચ્ચાર સાથે ઐકારાંત ઉચ્ચારની સમાનતાને કારણે 'ગા' સ્વરૂપે એક જ ગઝલમાં પ્રયોજી શકાય છે. એક ઉદાહરણ પ્રસ્તુત છે કે જેમાં આ બંને પ્રકારના કાફિયા 'ગા' સ્વરૂપે પ્રયોજવામાં આવ્યા છે. કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

તક હતી સોનેરી કિન્તુ વહી ગઈ,
હાથમાં રેખા જ બાકી રહી ગઈ.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૫૪૦)

કાફિયા : વહી – રહી

'ગા' સ્વરૂપે કાફિયાનો ઉચ્ચાર : વૈ – રૈ

કાફિયા-વ્યવસ્થા : ઐકારાંત

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : દઈ, થઈ, લઈ, ગઈ.

'ગા' સ્વરૂપે ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયાનો ઉચ્ચાર : દૈ, થૈ, લૈ, ગૈ.

(૨)

કાફિયા : કરીએ – સરીએ

લગાત્મક સ્વરૂપ : લગાગા

ઉચ્ચારણ : કરીએ – સરીએ

કાફિયા-વ્યવસ્થા : અકાર+રીએ

લગાત્મક સ્વરૂપ : ગાગા

ઉચ્ચારણ : કરયે – સરયે

કાફિયા-વ્યવસ્થા : અકાર+રયે

કાફિયા : કરીએ – લડીએ

લગાત્મક સ્વરૂપ : લગાગા

ઉચ્ચારણ : કરીએ – લડીએ

કાફિયા-વ્યવસ્થા : ઈકાર+એ

લગાત્મક સ્વરૂપ : ગાગા

ઉચ્ચારણ : કરયે – લડયે

કાફિયા-વ્યવસ્થા : હલન્તોચ્ચાર+યે = અયોગ્ય કાફિયા

અંત્યાક્ષર 'એ' પહેલાના અક્ષરનો દીર્ઘ 'ઈ' ઉચ્ચારમાં અંત્યાક્ષર 'એ' સાથે ભળી જવાથી અંત્યાક્ષરનો ઉચ્ચાર 'યે' (ઈ+એ=યે) થઈ જશે. મતલામાં 'કરીએ' – 'સરીએ' અથવા 'કરીએ' – લડીએ' બંને પૈકી કોઈપણ એક પ્રકારની કાફિયા-વ્યવસ્થા 'લગાગા' સ્વરૂપે લેવામાં આવે તો યોગ્ય ઠરે છે પરંતુ 'ગાગા' સ્વરૂપે લેવામાં આવે તો 'કરીએ' – 'સરીએ' પ્રકાર યોગ્ય ઠરે છે જ્યારે 'કરીએ' – લડીએ' પ્રકાર અયોગ્ય ઠરે છે. એક ઉદાહરણ પ્રસ્તુત છે કે જેમાં આ પ્રકારના કાફિયા 'ગાગા' સ્વરૂપે પ્રયોજવામાં આવ્યા છે. કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

ફૂલના રસથી પ્યાલાં ભરીએ,
આવ જરા મન હળવું કરીએ.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૨૩)
કાફિયા : ભરીએ – કરીએ
'ગા' સ્વરૂપે કાફિયાનો ઉચ્ચાર : ભરયે – કરયે
કાફિયા-વ્યવસ્થા : અકાર+રયે
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : વિસરીએ, ધરીએ, ઉતરીએ, સ્મરીએ.
'ગા' સ્વરૂપે ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયાનો ઉચ્ચાર : વિસરયે, ધરયે, ઉતરયે, સ્મરયે.

# અનુનાસિક અનુસ્વારની સ્વીકાર્ય છૂટ

મારા અભ્યાસ મુજબ ગુજરાતી ગઝલમાં રદીફ-કાફિયામાં અનુનાસિક અનુસ્વારની છૂટ સ્વીકાર્ય ગણવામાં આવી છે. ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા પ્રસ્તુત છે કે જેમાં અનુનાસિક અનુસ્વારની છૂટને રેખાંકિત કરીને દર્શાવી છે.

(૧)
આમ મંદિર બહુ જ ખાસું છે,
પણ શિખર મનનું સ્હેજ ત્રાંસું છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૯૦)
કાફિયા : ખાસું – ત્રાંસું
કાફિયા-વ્યવસ્થા : આકાર+સું / આંકાર+સું

પ્રસ્તુત મતલામાં કાફિયાક્ષરમાં જ અનુનાસિક અનુસ્વારની છૂટ લેવામાં આવી છે. આ જ ગઝલના એક શેરમાં 'વાસુ' કાફિયામાં કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરમાં અનુનાસિક અનુસ્વારની છૂટ લેવામાં આવી છે.

(૨)

તિમિર હું તેજ ફેંકીને હ<u>ણું</u> છું,
ઉષાકર છું, કહ્યું કોણે અ<u>ણુ</u> છું
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૮૩)
કાફિયા : હ<u>ણું</u> – અ<u>ણુ</u>
કાફિયા-વ્યવસ્થા : અકાર+ણું / અકાર+ણુ

પ્રસ્તુત મતલામાં કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરમાં અનુનાસિક અનુસ્વારની છૂટ લેવામાં આવી છે.

(૩)

રસ રૂપ વર્ણ ગંધ હ<u>તાં</u> : સાફ થઈ ગ<u>યાં</u>,
રોચક ૠણાનુબંધ હ<u>તા</u> : સાફ થઈ ગ<u>યા</u>.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ७६०)
કાફિયા : ગંધ – ૠણાનુબંધ
કાફિયા-વ્યવસ્થા : અંકાર+ધ

પ્રસ્તુત મતલામાં <u>અનુસ્વારના નિયમોને આધીન</u> રદીફમાં બે જગ્યાએ અનુનાસિક અનુસ્વારની છૂટ લેવામાં આવી છે.

# ગઝલમાં કાફિયાનું પુનરાવર્તન

ગઝલમાં કાફિયાના પુનરાવર્તનથી કાફિયાદોષ સર્જાતો ન હોવા છતાં એક જ ગઝલમાં કાફિયાના પુનરાવર્તનથી જેટલું બચી શકાય એટલું વધુ સારું ગણાશે. ગઝલમાં કાફિયાનું પુનરાવર્તન તરત-તરતના શેરમાં ન થાય એનું ધ્યાન રાખવું જરૂરી છે કે જેથી દરેક શેરમાં રદીફ-કાફિયા અલગ તરી આવે. ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના બધા જ મતલા પ્રસ્તુત છે.

(૧)
કોઈની આંખના મોઘમ ઇશારે વેર વાળ્યું છે,
સહારો તેજનો લઈ અંધકારે વેર વાળ્યું છે.
વિરોધી વાળે એનાથી વધારે વેર વાળ્યું છે,
રહી પડખે ગજબનું પક્ષકારે વેર વાળ્યું છે.
ન પૂછો કે જીવનમાં કોણે ક્યારે વેર વાળ્યું છે?
સમય જ્યારે મળ્યો છે સૌએ ત્યારે વેર વાળ્યું છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૨૦)
કાફિયા : ઇશારે – અંધકારે

ત્રણ મતલા, પાંચ અન્ય શેર અને એક મકતા મળી કુલ નવ શેરની ઉપરોક્ત ગઝલમાં એક પણ કાફિયાનું પુનરાવર્તન થયું નથી.

(૨)
નથી સમજાતું જીવે કોણ કોની મ્હેરબાની પર!
મહોબત પર જવાની કે મહોબત ખુદ જવાની પર!
મને પૂછી રહ્યા છો હું કરું છું શેખી શાની પર?
મહોબત પર, મનોબળ પર, નજર પર, નવજવાની પર.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૦૯)
પહેલા મતલાના કાફિયા : મ્હેરબાની – જવાની
બીજા મતલાના કાફિયા : શાની – નવજવાની

બે મતલા, છ અન્ય શેર અને એક મકતા મળી કુલ નવ શેરની ઉપરોક્ત ગઝલમાં 'જવાની' કાફિયા કુલ બે વખત અને 'મ્હેરબાની' કાફિયા કુલ ચાર વખત પ્રયોજવામાં આવ્યા છે.

(3)
છે એનું એજ રૂપ અને એ જ વાત છે,
દુનિયાની જાન માથે હજુ લાખ ઘાત છે.
હર રંગ રૂપ માંહે છૂપી એની જાત છે,
શબ્દો જુદા જુદા છે એની એ જ વાત છે.
છે કેવી રીત ભાત! અજબ રીત ભાત છે,
એક એની વાત માંહે છૂપી લાખ વાત છે.
કહે છે કે મુજથી વ્હાલી મને તારી જાત છે,
શું સાંભળી રહ્યો છું દિવસ છે કે રાત છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૨૩)
પહેલા મતલાના કાફિયા : વાત –ઘાત
બીજા મતલાના કાફિયા : જાત – વાત
ત્રીજા મતલાના કાફિયા : ભાત – વાત
ચોથા મતલાના કાફિયા : જાત – રાત

ચાર મતલા, સાત અન્ય શેર અને એક મકતા મળી કુલ બાર શેરની ઉપરોક્ત ગઝલમાં 'રાત' કાફિયા કુલ ચાર વખત અને 'વાત' કાફિયા પણ કુલ ચાર વખત પ્રયોજવામાં આવ્યા છે. 'વાત' કાફિયા કુલ ચાર વખત પૈકી ત્રણ વખત તો પહેલા ત્રણ મતલામાં જ પ્રયોજવામાં આવ્યો છે.

આમ જુઓ તો આ નવી પદ્ધતિમાં ફક્ત એક અલગ દ્રષ્ટિકોણ માત્ર છે કે જે સમજવામાં વધુ સરળ જણાશે.

# અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા

જે કાફિયામાં અંતેથી નિશ્ચિત ક્રમાનુસાર એકથી વધુ કાફિયાક્ષરો મળતા હોય એવા કાફિયામાં બે પ્રકારની કાફિયા-વ્યવસ્થા પ્રાપ્ત થતી હોય છે, ચુસ્ત અને અતિચુસ્ત. આ પ્રકરણમાં કાફિયામાં ચુસ્ત અને અતિચુસ્ત બંને પ્રકારની કાફિયા-વ્યવસ્થા હોવાથી બંને કાફિયા-વ્યવસ્થાને અલગઅલગ સમજી શકાય એ હેતુથી ઉદાહરણોમાં કાફિયા-વ્યવસ્થા પહેલાં ચુસ્ત અને અતિચુસ્ત શબ્દોનો પ્રયોગ કર્યો છે. મતલાના કાફિયામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા હોવા છતાં બાકીના શેરોના કાફિયામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવી જરૂરી નથી, ફક્ત ચુસ્ત કાફિયા-વ્યવસ્થા જ નિભાવવી જરૂરી છે. તેમ છતાં આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવે તો ગઝલ વધુ નિખરશે.

સાગર – પામર
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા = અકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા = આકાર+અકાર+ર

મતલામાં સાગર-પામર કાફિયા લેવાથી ચુસ્ત કાફિયા-વ્યવસ્થા 'અકાર+ર' ઉપરાંત અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા 'આકાર+અકાર+ર' પણ પ્રાપ્ત થતી હોવા છતાં અન્ય શેરોમાં ફક્ત ચુસ્ત કાફિયા-વ્યવસ્થા 'અકાર+ર' ધરાવતા કાફિયા નીડર – સૂતર – સુંદર – ઝરમર – કદ્દર પણ પ્રયોજી શકાય છે.

ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે. જે કાફિયામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા જાળવવામાં આવી હશે એ જ કાફિયામાં બધા જ કાફિયાક્ષરોને (એકથી વધુ કાફિયાક્ષરોને) રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)

નવી દ્રષ્ટિ પ્રથમ પયદા કરે જૂના નયન માટે,
પછી મંતવ્ય બાંધે સાક્ષરો મારાં કવન માટે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૦૩)

કાફિયા : નયન – કવન
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+ન
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+અકાર+ન
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ચમન, ઉડ્ડયન, અટન, મન, મિલન, કથન, જીવન, શયન, પવન, દમન, રતન, ગમન, કફન.
(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી નથી.)

(૨)

લાધી ગયેલ નાવ તરાવો તો માનીએ;
ઓ નાખુદાઓ! પાણી બતાવો તો માનીએ.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૩૪)

કાફિયા : તરાવો – બતાવો
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+વો
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+આકાર+વો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : કરાવો, બચાવો, પચાવો, લગાવો, અપાવો.
(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(3)

રાખે છે એક લાગણી મુજને અમીર જેમ,

હું એટલે તો આમ ફરું છું ફકીર જેમ.

- અમૃત 'ઘાયલ'

('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૭૧)

કાફિયા : અમીર – ફકીર

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઈકાર+ર

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+ઈકાર+ર

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : અસીર, સમીર, કથીર, શરીર, કબીર, રાહગીર, દસ્તગીર, અધીર, મીર.

('મીર' કાફિયા સિવાય આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૪)

દુઃખ છે તો માત્ર તારી કહેતી થયાનું દુઃખ,

અમને નથી અમારી ફજેતી થયાનું દુઃખ.

- અમૃત 'ઘાયલ'

('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૬૪)

કાફિયા : કહેતી – ફજેતી

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : એકાર+તી

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+એકાર+તી

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : રહેતી, સહેતી, હલેતી, વહેતી, રેતી.

('રેતી' કાફિયા સિવાય આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૫)

આમ મારામાં મન ઝબોળ્યા કર,
સ્પર્શનું મળશે સુખ ડહોળ્યા કર.

- અમૃત 'ઘાયલ'

('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૯૧)

કાફિયા : ઝબોળ્યા – ડહોળ્યા

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઓકાર+ળ્યા

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+ઓકાર+ળ્યા

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ધોળ્યા, બોળ્યા, ઢોળ્યા, તોળ્યા, ચોળ્યા, ખોળ્યા.

(ફક્ત મતલામાં જ અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૬)

લાવ્યા છે કોણ જાણે કોનો વિચાર આજે!
વાગે છે ઉરમાં ઝીણી ઝીણી સિતાર આજે.

- અમૃત 'ઘાયલ'

('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૧૦)

કાફિયા : વિચાર – સિતાર

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ર

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઇકાર+આકાર+ર

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ધરાર, ખુમાર, સાર, બહાર, તાર, બજાર, ચિતાર, ઉગાર, નૌકાવિહાર.

(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી નથી.)

(૭)

કરીને મેં'ર વરસ મેહ! બેશુમાર વરસ!

કરે છે ધરતીનાં કણકણ તને પુકાર, વરસ!

- 'શૂન્ય' પાલનપુરી

('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૧૯૭)

કાફિયા : બેશુમાર – પુકાર

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ર

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઉકાર+આકાર+ર

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઉગાર, સાર, હજાર, પ્યાર, ભારોભાર, જરાકવાર, મુસળધાર, બહાર, ઇન્તેજાર.

(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી નથી.)

(૮)

જરા જોતાં કોઈની બૂરી હાલત યાદ આવે છે,

મને મારી વીતેલી કોઈ આદત યાદ આવે છે.

- 'મરીઝ'

('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૨૧૪)

કાફિયા : હાલત – આદત

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+ત

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+અકાર+ત

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઇનાયત, શરાફત, સખાવત.

(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૯)
રંજમાં એશના સામાન નજર આવે છે,
મુશ્કિલો પણ મને આસાન નજર આવે છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૬૪૪)
કાફિયા : સામાન – આસાન
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ન
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+આકાર+ન
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : અસમાન, પેકાન, નિગહબાન, બયાબાન, તોફાન, મેમાન, પરેશાન, બેભાન, મેદાન, બેજાન.
(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી નથી.)

સ્વરાંત કાફિયા પણ ચુસ્ત કાફિયા જ ગણાય છે. અહીં પણ મતલામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા હોવા છતાં બાકીના શેરોના કાફિયામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવી જરૂરી નથી, ફક્ત ચુસ્ત કાફિયા-વ્યવસ્થા જ નિભાવવી જરૂરી છે. સ્વરાંત કાફિયામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવાનો અવકાશ વધુ રહે છે.

ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે. જે કાફિયામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા જાળવવામાં આવી હશે એ જ કાફિયામાં બધા જ કાફિયાક્ષરોને (એકથી વધુ કાફિયાક્ષરોને) રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
આંસૂમાં સ્મિત કેરી પ્રભા શોધતો રહ્યો!
મૃત્યુ મહીં જીવનની અદા શોધતો રહ્યો!
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૩૦૪)
કાફિયા : પ્રભા – અદા
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+આકાર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : કલા, ઘટા, સજા, જગા.
(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૨)

તાસીર એમનીય હતી ઝાંઝવા સમી,

પાસે ગયો તો ગઈ જ સરી દૂર વાદળી.

- અમૃત 'ઘાયલ'

('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૬૫૯)

કાફિયા : સમી – વાદળી

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઈકારાંત

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+ઈકાર

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ગેરવાજબી, દિલ્લગી, લાગણી, હાજરી, રોશની, ચાંદની, કેટલી, જિંદગી, આંગળી, વાંઝણી.

(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(3)

ઇલાજ મારી તુમાખીનો કોઈ થઈ તો શકે,

ખુદા કરે કે એ દુશ્મન હો જેનું કામ પડે.

- 'મરીઝ'

('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૨૬)

કાફિયા : શકે – પડે

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : એકારાંત

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+એકાર

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : તમે, રહે, ઊઠે, લખે, મળે, તને, મને.

('ઊઠે' કાફિયા સિવાય આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૪)
જીવરો નિસ્બત રખો મળતાવડો હોવો ઘટે,
માનવી થોડો-ઘણો ભોળો-ભલો હોવો ઘટે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૬૫)
કાફિયા : મળતાવડો – ભલો
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઓકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+ઓકાર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : અણગમો, વસવસો, આસરો, થડો, છડો, ખરો, સાચુકલો, આકરો, ઘણો, ખરખરો.
(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૫)
આયખા-તાપણું કેમે કરી ટાઢું ન પડે,
મારી સાથે તો હવે મારું ય પાનું ન પડે.
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૩૨૭)
કાફિયા : ટાઢું – પાનું
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઉંકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ઉંકાર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ટીપું, ઓછું, પીંછું, નીચું, પાછું, પાડું.
(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી નથી.)

(૬)
દિન હતા ચિત્કારના, નિ:શ્વાસની રાતો હતી,
બેડીઓ તૂટી છતાં, બંધનની પીડાઓ હતી.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૪૪)
કાફિયા : રાતો – પીડાઓ
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઓકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ઓકાર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : યાદો, તિરાડો, રાડો, દીવાલો.
(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૭)
કેમ માની લઉં કે ઘર રેઢું જ છે?
કોઈ અંદર જોઉં છું બેઠું જ છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૬૬૨)
કાફિયા : રેઢું – બેઠું
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઉંકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : એકાર+ઉંકાર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : હેઠું, ઘેલું, મેલું, છેટું, પેઠું.
(આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.)

(૮)

જે ધારણા હતી એવી તો વેદના ન મળી,
તમામ દુનિયા હકીકતમાં બેવફા ન મળી.
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૬૮)

કાફિયા : વેદના – બેવફા
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૧ : અકાર+આકાર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૨ : એકાર+અકાર+આકાર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : મજા, જતાં, રજા, હવા, સજા.
(અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૨ ફક્ત મતલામાં જ નિભાવવામાં આવી છે જ્યારે અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા – ૧ આખી ગઝલમાં નિભાવવામાં આવી છે.)

(૯)

હોય છે આંખો પરંતુ રોશની હોતી નથી;
દુશ્મની જ્યાં હોય છે, ત્યાં દોસ્તી હોતી નથી.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૪૨)

કાફિયા : રોશની – દોસ્તી(દોસતી)
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઈકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૧ : અકાર+ઈકાર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૨ : ઓકાર+અકાર+ઈકાર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : મયકશી, દિલનશી, ચાંદની, કામળી, કળી, જિંદગી, બંદગી, આરતી, સુખી, તિશ્નગી.
('અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા – ૨', ફક્ત મતલામાં જ નિભાવવામાં આવી છે જ્યારે 'અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા – ૧', 'સુખી' કાફિયા સિવાય આખી ગઝલમાં નિભાવવામાં આવી છે.)

અંતે અમૃત 'ઘાયલ'નો એક મતલા પ્રસ્તુત છે કે જેમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા અલગ પ્રકારે નિભાવવામાં આવી છે.

શબ્દની આરપાર જીવ્યો છું,
હું બહુ ધારદાર જીવ્યો છું.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૮૩)

કાફિયા : આરપાર – ધારદાર

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ધરાર, નિર્વિકાર, ચિકાર, બારોબાર, મારનાર, અપાર, બહાર, ધોધમાર, શાનદાર.

ફક્ત ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ર (નિર્વિકાર, ચિકાર, બારોબાર.)

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૧ : અકાર+આકાર+ર (ધરાર, અપાર, બહાર, ધોધમાર.)

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૨ : આકાર+અકાર+આકાર+ર (શાનદાર)

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૩ : આકાર+ર+આકાર+ર (આરપાર, ધારદાર, મારનાર.)

# કાફિયામાં પ્રત્યય

અહીં આપણે ગુજરાતીમાં મૂળ શબ્દની સાથે જોડીને લખાતા પ્રત્યયોની ચર્ચા કરીશું. આ નવી પદ્ધતિ મુજબની કાફિયા-વ્યવસ્થામાં આપણે ગુજરાતીમાં મૂળ શબ્દની સાથે જોડીને લખાતા પ્રત્યયોને બે પ્રકારમાં વહેંચીશું; કૃદંતના પ્રત્યય (ઈ, ઉં, એ, ઓ, વ, વું, તાં, તી, યું, શે, વો, આઈ, આવ્યા વગેરે) અને વિભક્તિના પ્રત્યય (માં, થી, નો, નું, એ વગેરે). કૃદંતના પ્રત્યયોને ગુજરાતી અને હિન્દી બંને ભાષામાં મૂળ શબ્દો સાથે જોડીને જ લખવામાં આવે છે જ્યારે વિભક્તિના પ્રત્યયોને ગુજરાતીમાં મૂળ શબ્દો સાથે જોડીને તથા હિન્દીમાં મોટેભાગે મૂળ શબ્દથી અલગ લખવામાં આવે છે. તેથી કૃદંતના પ્રત્યયને આપણે કાફિયાનો જ ભાગ ગણીશું જ્યારે ગઝલના મતલામાં વિભક્તિના પ્રત્યય જાળવવામાં આવ્યા હોય તો વિભક્તિના પ્રત્યયને રદીફનો જ ભાગ ગણીશું અને એ અન્ય મતલા સહિત આખી ગઝલમાં નિભાવવા પડે.

શિખર હોય કે ખીણ ખરતો રહું છું,
જીવનની અપેક્ષામાં મરતો રહું છું.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૫૩૫)
કાફિયા : ખરતો – મરતો
રદીફ : રહું છું

ઉપરોક્ત મતલામાં કાફિયાનું સ્વરૂપ 'મૂળશબ્દ+તો' છે કે જેમાં 'તો' કૃદંતનો પ્રત્યય છે. અહીં 'ખર' અને 'મર' કાફિયા છે તથા 'તો રહું છું' રદીફ છે એમ આપણે બોલતાં નથી પરંતુ 'ખરતો' અને 'મરતો' કાફિયા છે તથા 'રહું છું' રદીફ છે એમ આપણે બોલિએ છીએ. આમ કાફિયામાં કૃદંતના પ્રત્યયો શબ્દનો જ ભાગ ગણાશે અને એની ગણતરી રદીફમાં ન કરતાં કાફિયામાં જ કરવી રહી.

એમ હું મુજને જડ્યો મસ્તીની આલમમાંથી,
એક હમદર્દ મળ્યો જાણે કે હમદમમાંથી.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૨૩)
કાફિયા : આલમ – હમદમ
રદીફ : માંથી

ઉપરોક્ત મતલામાં કાફિયાનું સ્વરૂપ 'મૂળશબ્દ+માંથી' છે કે જેમાં 'માં' અને 'થી' વિભક્તિના પ્રત્યયો છે. અહીં 'આલમમાંથી' અને 'હમદમમાંથી' કાફિયા છે એમ આપણે બોલતાં નથી પરંતુ 'આલમ' અને 'હમદમ' કાફિયા છે એમ આપણે બોલિએ છીએ. આમ મતલાના કાફિયામાં વિભક્તિના પ્રત્યયો શબ્દની સાથે જોડીને લખાતા હોવા છતાં શબ્દનો ભાગ ગણાશે નહીં. તેથી એની ગણતરી કાફિયામાં ન થતાં રદીફમાં થશે. ઉપરોક્ત મતલામાં 'માંથી' રદીફ થશે.

## વિભક્તિના પ્રત્યય : માં, થી, ના, નાં, ની, નું, ને, નો.

વિભક્તિના પ્રત્યય મતલાના બંને કાફિયામાં પ્રત્યય સ્વરૂપે જ હોય તો એ કાફિયા સાથે જોડીને લખાતા હોવા છતાં રદીફનો ભાગ ગણાશે અને એને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવા જરૂરી છે. પરંતુ વિભક્તિના પ્રત્યય મતલાના બંને કાફિયા પૈકી એક જ કાફિયામાં પ્રત્યય સ્વરૂપે હોય તો એ રદીફનો ભાગ ગણાશે નહીં અને એને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવા જરૂરી નથી.

## વિભક્તિનો પ્રત્યય 'એ' તથા બહુવચન વાચક પ્રત્યય 'ઓ'

પ્રત્યય તરીકે સ્વર હોય એવા ઉપરોક્ત બંને પ્રકારના પ્રત્યય જો મતલાના બંને કાફિયામાં અલગ અક્ષર સ્વરૂપે હોય તો એ કાફિયા સાથે જોડીને લખાતા હોવા છતાં રદીફનો ભાગ ગણાશે અને એને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવા જરૂરી છે; પરંતુ જો મતલાના બંને કાફિયામાં પ્રત્યય સ્વરચિહ્ન સ્વરૂપે જ હોય તો એ કાફિયાનો જ ભાગ ગણાશે અને એને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવા જરૂરી નથી.

## કૃદંતના પ્રત્યય : ઈ, વું, તાં, આવ, આવી, આવ્યા વગેરે

કાફિયા સાથે જોડીને લખાતા કૃદંતના લગભગ તમામ પ્રત્યયો કાફિયાનો જ ભાગ ગણાશે અને એને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવા જરૂરી નથી. કૃદંતના પ્રત્યયો કાફિયાનો જ ભાગ ગણાતા હોવા છતાં આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે જ નિભાવવામાં આવે તો અતિઉત્તમ છે.

ઉપરોક્ત બાબતોના સંદર્ભમાં ઉદાહરણ તરીકે કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં કૃદંતના પ્રત્યયો સિવાયના પ્રત્યયોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
ટપકે છે લોહી આંખથી પાણીના સ્વાંગમાં!
કાવ્યો મળી રહ્યાં છે કહાણીના સ્વાંગમાં!
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૧૫)
કાફિયા : પાણીના – કહાણીના
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : વાણીના, શાણીના, લહાણીના, ઉજાણીના, પુરાણીના, રાણીના.

ઉપરોક્ત ગઝલનાં મતલાના બંને કાફિયામાં વિભક્તિના પ્રત્યય 'ના'નો પ્રયોગ થયો હોવાથી એ કાફિયાની સાથે જોડીને લખાતો હોવા છતાં રદીફનો જ ભાગ ગણાશે. તેથી વિભક્તિના પ્રત્યય 'ના'ને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે જ નિભાવવામાં આવ્યો છે.

(૨)
આપણું તો ફક્ત બહાનું છે,
રાજ કરપીણ કાયદાનું છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૫૭૮)
કાફિયા : બહાનું – કાયદાનું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : દીવાનું, બેહયાનું, બલાનું, વિનાનું, છાનું, નાનું, કેદખાનું,
હવાનું, મજાનું, પાનું.

ઉપરોક્ત ગઝલનાં મતલાના બંને કાફિયા પૈકી એક જ કાફિયામાં વિભક્તિના પ્રત્યય 'નું'નો પ્રયોગ થયો હોવાથી રદીફનો ભાગ ગણાશે નહીં. તેથી વિભક્તિના પ્રત્યય 'નું'ને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવામાં આવ્યો નથી.

(3)

વિરહ-પીડા ન ઘટી, ક્રૂર ઘટા<u>ઓ</u> રહી ગઈ,
મારા જીવનના મુકદ્દરમાં કઝા<u>ઓ</u> રહી ગઈ.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૭૦)

કાફિયા : ઘટા<u>ઓ</u> – કઝા<u>ઓ</u>

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : વફા<u>ઓ</u>, કથા<u>ઓ</u>, હવા<u>ઓ</u>, સજા<u>ઓ</u>, દવા<u>ઓ</u>, દુઆ<u>ઓ</u>, અદા<u>ઓ</u>.

ઉપરોક્ત ગઝલનાં મતલાના બંને કાફિયામાં બહુવચન વાચક પ્રત્યય 'ઓ' અલગ અક્ષર સ્વરૂપે હોવાથી એ કાફિયાની સાથે જોડીને લખાતો હોવા છતાં રદીફનો જ ભાગ ગણાશે. તેથી બહુવચન વાચક પ્રત્યય 'ઓ'ને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે જ નિભાવવામાં આવ્યો છે.

(૪)

શું મારા વિચા<u>રો</u> છે?
જીવનના પ્રહા<u>રો</u> છે.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૨૯)

કાફિયા : વિચા<u>રો</u> – પ્રહા<u>રો</u>

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પુકા<u>રો</u>, સુધારો, સહારો, મજા<u>રો</u>, વધારો, ધારો, પનારો, ઈજારો.

ઉપરોક્ત ગઝલના મતલાના બંને કાફિયામાં બહુવચન વાચક પ્રત્યય 'ઓ' સ્વરચિહ્ન સ્વરૂપે હોવાથી રદીફનો ભાગ ગણાશે નહીં. તેથી બહુવચન વાચક પ્રત્યય 'ઓ'ને આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવામાં આવ્યો નથી.

(૫)
વિપદના કંટકોને ધૈર્યથી પુષ્પો બનાવીને,
જીવનની ફૂલદાની એમ બેઠો છું સજાવીને.
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૧૦૫)
કાફિયા : બનાવીને – સજાવીને
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : આવીને, વટાવીને, વહાવીને, લાવીને.

ઉપરોક્ત ગઝલના મતલાના બંને કાફિયામાં 'ને' વિભક્તિનો પ્રત્યય હોવાથી એ રદીફનો જ ભાગ ગણાશે, એટલે કે આ ગઝલમાં 'ને' રદીફ થશે તથા 'બનાવી' અને સજાવી' કાફિયા થશે. મતલાના બંને કાફિયામાં 'મૂળશબ્દ+આવી' સ્વરૂપ છે કે જેમાં 'આવી' કૃદંતના પ્રત્યયો છે, બન+આવી=બનાવી અને સજ+આવી=સજાવી. કૃદંતના પ્રત્યયો કાફિયાનો જ ભાગ ગણાતા હોવાથી એ આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવા જરૂરી નથી. તેથી મતલા સિવાયના કાફિયામાં મોટેભાગે 'મૂળશબ્દ+ઈ' સ્વરૂપ જ નિભાવવામાં આવ્યું છે કે જેમાં 'ઈ' કૃદંતનો પ્રત્યય છે. જો મતલામાં 'બનાવ' અને 'સજાવ'ને મૂળશબ્દ ગણવામાં આવે તો આખી ગઝલમાં 'મૂળશબ્દ+ઈ' સ્વરૂપ નિભાવવામાં આવ્યું છે એમ કહી શકાય કે જેમાં 'ઈ' કૃદંતનો પ્રત્યય છે. બનાવ+ઈ=બનાવી અને સજાવ+ઈ=સજાવી.

(૬)
ભક્તિના મોહમાં ફસાયો છું,
એટલે ગોખમાં ચણાયો છું.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૨૫)
કાફિયા : ફસાયો – ચણાયો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : હણાયો, પાયો, પરાયો, ઠગાયો, સવાયો.

ઉપરોક્ત ગઝલના મતલાના બંને કાફિયામાં 'મૂળશબ્દ+આયો' સ્વરૂપ છે કે જેમાં 'આયો' કૃદંતના પ્રત્યયો છે, ફસ+આયો=ફસાયો અને ચણ+આયો=ચણાયો. કૃદંતના પ્રત્યયો કાફિયાનો જ ભાગ ગણાતા હોવાથી એ આખી ગઝલમાં પ્રત્યય સ્વરૂપે નિભાવવા જરૂરી નથી. તેથી ઉપરોક્ત ગઝલમાં 'પાયો' અને 'સવાયો' કાફિયા અલગ પડે છે કે જેમાં કૃદંતના પ્રત્યયો 'આયો' નિભાવવામાં આવ્યા નથી.

વિભક્તિના પ્રત્યયોના ઉપરોક્ત નિયમોના અપવાદ સ્વરૂપની કેટલીક ગઝલના એકેક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં વિભક્તિના પ્રત્યયોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)

જેમ ખરે છે ફૂલ ખીલીને એમ અમે ખીલી ખરવાના,
હસતે મુખે જીવન જીવવાના હસતે મુખે મૃત્યુ મરવાના.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૬૦૨)
કાફિયા : ખરવાના – મરવાના
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : તરવાના, ભરવાના, કરવાના, પરવાના, સંઘરવાના, ઠરવાના, પાથરવાના.

ઉપરોક્ત ગઝલના મતલાના બંને કાફિયામાં 'વા' કૃદંતનો પ્રત્યય હોવાથી કાફિયાનો જ ભાગ ગણાશે અને 'ના' વિભક્તિનો પ્રત્યય હોવાથી રદીફનો ભાગ ગણાશે. તેથી વિભક્તિનો પ્રત્યય 'ના' આખી ગઝલના બધા જ કાફિયામાં પ્રત્યય સ્વરૂપે નિભાવવો જરૂરી છે. ઉપરોક્ત ગઝલમાં 'પરવાના' કાફિયામાં બંને પ્રકારના પ્રત્યય (કૃદંત અને વિભક્તિ) નિભાવવામાં આવ્યા નથી. આખી ગઝલમાં 'પરવાના' કાફિયા બે વાર પ્રયોજવામાં આવ્યો છે, પહેલી વાર 'પતંગા'ના અર્થમાં અને બીજી વાર 'આજ્ઞાપત્ર'ના અર્થમાં પ્રયોજવામાં આવ્યો છે.

(૨)

યામિનીનો હો કે મંગળ યામનો,
ધ્યાનમાં વીતે સમય એ કામનો.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૩૪)
કાફિયા : યામનો – કામનો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : શામનો, જામનો, નામનો, ડામનો, ગામનો, સામનો.

ઉપરોક્ત ગઝલમાં મતલાના બંને કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'નો' નિભાવવામાં આવ્યો હોવા છતાં 'સામનો' કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'નો' નિભાવવામાં આવ્યો નથી.

(3)

ના કોઈ માર્ગદર્શક, ન સાથી, વાટ પણ છે ઉપાધિ વિના<u>ની</u>;
ધન્ય છે મુજ મનસ્વી સફરને, ના રહી લપ કશી કાફલા<u>ની</u>.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૨૭૪)
કાફિયા : વિના<u>ની</u> – કાફલા<u>ની</u>
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : જવાની, માની.

મતલા સહિત કુલ ત્રણ શેરની ઉપરોક્ત ગઝલમાં મતલાના બંને કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'ની' નિભાવવામાં આવ્યો હોવા છતાં બાકીના બંને શેરોમાં વિભક્તિનો પ્રત્યય 'ની' નિભાવવામાં આવ્યો નથી.

(૪)

મને શ્રદ્ધા ભલેને હોય કે ઇશ્વર બધા<u>નો</u> છે,
દુઆ એવી કરું છું જાણે મારા એકલા<u>નો</u> છે.
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૭૬)
કાફિયા : બધા<u>નો</u> – એકલા<u>નો</u>
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : મહેરબાનો, જમાનો, નાખુદા<u>નો</u>, દુર્દશા<u>નો</u>, દાસ્તાનો.

ઉપરોક્ત ગઝલમાં મતલાના બંને કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'નો' નિભાવવામાં આવ્યો હોવા છતાં 'મહેરબાનો', 'જમાનો' અને 'દાસ્તાનો' કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'નો' નિભાવવામાં આવ્યો નથી.

(૫)

મહોબ્બત હું મિલનઆશા વિના<u>ની</u> લઈને આવ્યો છું,

કે ભર મહેફિલમાં એકલતા ખુદા<u>ની</u> લઈને આવ્યો છું.

- 'મરીઝ'

('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૧૦૨)

કાફિયા : વિના<u>ની</u> – ખુદા<u>ની</u>

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : મહેરબાની, નિશાની, સુકાની, રવાની, ઝબાની, કહાની, ફૂલદાની, જિંદગાની.

ઉપરોક્ત ગઝલમાં મતલાના બંને કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'ની' નિભાવવામાં આવ્યો હોવા છતાં બાકીના બધા જ શેરોમાં વિભક્તિનો પ્રત્યય 'ની' નિભાવવામાં આવ્યો નથી.

(૬)

જગતને ટેવ ચર્ચા<u>ની</u> વધારે;

કરે છે વાત થોડા<u>ની</u> વધારે.

- 'ગની' દહીંવાલા

('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૨૫૬)

કાફિયા : ચર્ચા<u>ની</u> – થોડા<u>ની</u>

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : નાદાની, પડવા<u>ની</u>, પરેશાની, પાની, શોભા<u>ની</u>, પોતાની.

ઉપરોક્ત ગઝલમાં મતલાના બંને કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'ની' નિભાવવામાં આવ્યો હોવા છતાં 'નાદાની', 'પરેશાની', 'પાની' અને 'પોતાની' કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'ની' નિભાવવામાં આવ્યો નથી.

(૭)
ત્યાં તમે સૌ દિશાઓની આડે ઊભાં, આ તરફ કાફલો જિંદગી<u>નો</u> હતો,
પાઠવ્યાં કંઈ ક્ષિતિજનાં નિમંત્રણ હતાં, પંથ કિન્તુ તમારા સુધી<u>નો</u> હતો.
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૨૯૩)
કાફિયા : જિંદગી<u>નો</u> – સુધી<u>નો</u>
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પછી<u>નો</u>, વાંસળી<u>નો</u>, મહિનો, ભીનો, પાંખડી<u>નો</u>, ઘડી<u>નો</u>, કીનો.

ઉપરોક્ત ગઝલમાં મતલાના બંને કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'નો' નિભાવવામાં આવ્યો હોવા છતાં 'મહિનો', 'ભીનો' અને 'કીનો' કાફિયામાં વિભક્તિનો પ્રત્યય 'નો' નિભાવવામાં આવ્યો નથી.

વિભક્તિના પ્રત્યયોના નિયમોના અપવાદ સ્વરૂપના ઉપરોક્ત ઉદાહરણોમાં પ્રસ્તુત પ્રયોગને કાફિયાદોષ ગણવો કે ખૂબી ગણવી તથા વિભક્તિના પ્રત્યયોને પણ મતલામાં નિભાવ્યા હોવા છતાં આખી ગઝલમાં એને નિભાવવા કે નહીં, એ હું આપના પર જ છોડું છું અને એક વાત કહી કાફિયામાં પ્રત્યયની ચર્ચાને વિરામ આપું છું. કાફિયામાં શિષ્ટાચારથી કાફિયામાં નિખાર આવે છે અને એ કારણે ગઝલ પણ નિખરી ઊઠે છે.

# તુલનાત્મક અભ્યાસ

'ઝાર' રાંદેરી કૃત 'શાઇરી ભાગ-૨'માં (વર્ષ ૧૯૩૬) ઉર્દૂ-ફારસી ભાષા અને લિપિ મુજબના પરંપરાગત કાફિયાશાસ્ત્રને ગુજરાતી ભાષાને અનુરૂપ બનાવીને સુંદર અને સરળ રીતે સમજાવવામાં આવ્યું છે. ત્યારબાદ બધા જ જ્ઞાતાઓની કાફિયાશાસ્ત્ર અંગેની ચર્ચા 'ઝાર' રાંદેરી કૃત 'શાઇરી ભાગ-૨'ને જ અનુસરતી જોવા મળે છે. તેથી જ અહીં ગઝલમાં કાફિયા-વ્યવસ્થાની વાદી (રવી) આધારિત પરંપરગત પદ્ધતિ અને કાફિયાક્ષર આધારિત નવી પદ્ધતિનાં તુલનાત્મક અભ્યાસ માટે હું 'ઝાર' રાંદેરી કૃત 'શાઇરી ભાગ-૨'ને આધારે જ ચર્ચા કરવાનું પસંદ કરી રહ્યો છું. કાફિયા-વ્યવસ્થાને સમજવાની આ પુસ્તકમાં પ્રસ્તુત નવી પદ્ધતિ સંપૂર્ણપણે ગુજરાતી-હિન્દી જેવી ભાષા અને એની લિપિને અનુરૂપ છે. 'શાઇરી ભાગ-૨'માં પ્રસ્તુત કાફિયા-વ્યવસ્થાને સમજવા માટે વાદી ઉપરાંત વાદી પહેલાના ચાર અક્ષરો (જડ્, સંયોગી, અનુયાયી અને બંધ) અને વાદી પછીના ચાર અક્ષરોને (સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્) સમજવા પડે છે જ્યારે આ નવી પદ્ધતિ મુજબ કાફિયા-વ્યવસ્થા સમજવા માટે કાફિયાના ફક્ત કાફિયાક્ષરો જ સમજવાના રહેશે કે જેના ફક્ત સ્વર જ એકસરખા હશે પરંતુ વ્યંજનોમાં વૈવિધ્ય હશે. કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરોનું કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં કોઈ જ યોગદાન નથી જ્યારે કાફિયાક્ષર પછીના અક્ષરો સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખા જ રહેશે. આ નવી પદ્ધતિ મુજબ ગઝલ સાથે છંદની માફક કાફિયા-વ્યવસ્થા પણ લખી શકાય છે.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

મારા અભ્યાસ મુજબ આ નવી પદ્ધતિ 'ઝાર' રાંદેરી કૃત 'શાઇરી ભાગ-૨'માં પ્રસ્તુત કાફિયાશાસ્ત્રના માપદંડ પર મોટેભાગે ખરી ઊતરી છે. અહીં બંને પદ્ધતિનો તુલનાત્મક અભ્યાસ પ્રસ્તુત છે. ગુજરાતી-હિન્દી અને ઉર્દૂ-ફારસી લિપિમાં એક મૂળભૂત તફાવત એ છે કે ગુજરાતી-હિન્દી ભાષામાં વ્યંજન સાથેના સ્વરને વ્યંજનની સાથે જોડીને ચિહ્ન સ્વરૂપે જ લખવામાં આવે છે જ્યારે ઉર્દૂ-ફારસીમાં સ્વર અંગ્રેજીની માફક વ્યંજન પછી અલગ અક્ષર સ્વરૂપે લખવામાં આવે છે. આ બંને પદ્ધતિના તુલનાત્મક અભ્યાસ વખતે આ મૂળભૂત તફાવત ખાસ ધ્યાનમાં રાખવો.

સૌ પ્રથમ આપણે 'વાદી' અને 'અનુયાયી' સમજી લઈએ પછી તુલનાત્મક ચર્ચા કરીએ.

## વાદી (રવી) :-

"વાદી પ્રાસનાં તે મુખ્ય અક્ષરને કહેવામાં આવે છે કે જે શબ્દમાંથી વાદીને કાઢી નાંખવામાં આવે તો તે શબ્દ અર્થહીન, અથવા જે અર્થ માટે લાવવામાં આવ્યો છે તે અર્થ સાથે તે શબ્દનો સંબંધ ન રહે. વાદી પ્રાસનું મૂળ તત્વ છે. વાદી વિના પ્રાસ થઈ શકતો નથી.

જગતના વૈભવો જે ત્યાગવા તૈયાર થૈ જાયે,
તો તે વ્યક્તિને આધીન આ સકળ સંસાર થૈ જાયે.

ઉપલી કડીની પહેલી તૂકમાં 'તૈયાર' અને બીજી તૂકમાં 'સંસાર' પ્રાસો છે. એમાં વાદી અક્ષર 'ર' છે. અગર એ બંને શબ્દોમાંથી 'ર' કાઢી નાખવામાં આવશે તો એક શબ્દમાં 'તૈયા' અને બીજા શબ્દમાં 'સંસા' અર્થહીન અક્ષરો બાકી રહે છે. એ ઉપરથી સમજાય છે કે ઉપલા પ્રાસોમાં વાદી અક્ષર 'ર' છે. એમાં શબ્દનો પહેલો કે વચ્ચેનો અક્ષર કાઢી પરીક્ષા કરવાની નથી, પણ શબ્દને છેડેથી અક્ષરો, અથવા સ્વર ચિન્હો કાઢી પરીક્ષા કરવાનો નિયમ છે.

ઉપલાજ પ્રાસો 'તૈયારી, સંસારી' સ્વરૂપે હોય, તો પણ વાદી દીર્ઘ 'ઈ' થઈ ન શકે કારણ કે દીર્ઘ 'ઈ' ને બંને શબ્દોમાંથી કાઢી નાખવામાં આવશે તો તૈયાર અને સંસાર, બંને શબ્દો પોતાના મૂળ અર્થો સહિત બાકી રહે છે. જેથી તૈયારી અને સંસારી, પ્રાસોમાં પણ વાદી 'ર' કહેવાશે."

- 'ઝાર' રાંદેરી
(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૧-૫૨)

"કેવળ વાદી પ્રાસમાં વાદી પહેલાં જે અક્ષર હોય તેનું સ્વરૂપ જોવું પડે છે. જો તે અક્ષર હ્રસ્વ ચિન્હો સહિત હોય તો તેજ હ્રસ્વ ચિન્હો સહિત લાવવો પડે છે, ઘર, દર, ઇશ્વર, અક્ષર, પરવર, વિગેરેમાં વાદી 'ર' છે. વાદીની પહેલાંનો દરેક અક્ષર માત્ર 'અ' સ્વર સહિત છે. ઉપલા સ્વરૂપમાં વાદીની પહેલાંનો દરેક અક્ષર માત્ર 'અ' સ્વર સહિત લાવવો પડશે. 'ઘર'નો પ્રાસ 'શિર' કે 'ઉર' થઈ ન શકે. જો કે ઘર, શિર, ઉર, દરેકમાં વાદી 'ર' હોવા છતાં શબ્દોચ્ચાર મળતો નથી. દિલ, કોકિલ, બિસ્મિલમાં વાદી 'લ' છે. વાદી અક્ષર પહેલાં દરેક અક્ષરો હ્રસ્વ 'ઇ' સહિત છે, જેથી દરેક પ્રાસો હ્રસ્વ 'ઇ' સહિત લાવવા પડશે. દિલનો પ્રાસ તલ કે ગુલ થઈ ન શકે. દિલ,

તલ, ગુલ, ત્રણેમાં વાદી ‘લ’ હોવા છતાં શબ્દોચ્ચાર મળતો ન થવાનું કારણ સ્વર ચિન્હો છે. એ ઉપરથી સમજાય છે કે માત્ર વાદી પ્રાસ નથી. પણ વાદી જ્યારે તેની આગળના અક્ષરના સ્વરૂપને મળે છે, ત્યારેજ શબ્દોચ્ચાર મળતો થાય છે.”

- ‘ઝાર’ રાંદેરી
(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૬૧-૬૨)

ઘર – દર – ઇશ્વર – અક્ષર – પરવર
કાફિયા-વ્યવસ્થા : અકાર+ર

દિલ – કોકિલ – બિસ્મિલ
કાફિયા-વ્યવસ્થા : ઇકાર+લ

## અનુયાયી (રિદ્‌ફ) :-

“આપણે રીદ્‌ફને અનુયાયી કહીશું. અનુયાયી બે પ્રકારના છે. અનુયાયી અને યુક્ત અનુયાયી. પ્રથમ અનુયાયીનું વર્ણન કરીશું. વાદી અક્ષરની પૂર્વે દીર્ઘસ્વર કે સંધિ સ્વર ચિન્હો હોય તે તમામ ચિન્હો (ા, ી, ૂ, ે, ૈ, ો, ૌ) અનુયાયી કહેવાય છે. =ઉદાહરણ= ‘હાલ’ અને ‘સાલ’માં વાદી ‘લ’ અને કાના અનુયાયી છે. ‘તસ્વીર’ અને ‘શમ્શીર’માં વાદી ‘ર’ અને દીર્ઘ ‘ઈ’ અનુયાયી છે. ‘ગૂઢ’ અને ‘મૂઢ’માં વાદી ‘ઢ’ અને દીર્ઘ ‘ઊ’ અનુયાયી છે. ‘નહેર’ અને ‘શહેર’માં વાદી ‘ર’ અને એક માત્રા અનુયાયી છે. ‘ઐડ’ અને ‘ખૈડ’માં વાદી ‘ડ’ અને બે માત્રા અનુયાયી છે. ‘સોગ’ અને ‘રોગ’માં વાદી ’ગ’ અને કાનો માત્રા અનુયાયી છે. ‘ચૌર’ અને ‘ગૌર’માં વાદી ‘ર’ અને કાનો બે માત્રા અનુયાયી છે.”
- ‘ઝાર’ રાંદેરી
(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૪)

| ક્રમ | કાફિયા | વાદી | અનુયાયી | કાફિયાક્ષર | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો | કાફિયા-વ્યવસ્થા |
|---|---|---|---|---|---|---|
| ૧ | તૈયાર | ર | ા | યા | ર | આકાર+ર = ા+ર |
| | સંસાર | ર | ા | સા | ર | |
| | | | | | | |
| ૨ | તૈયારી | ર | ા | યા | રી | આકાર+રી = ા+રી |
| | સંસારી | ર | ા | સા | રી | |
| | | | | | | |
| ૩ | હાલ | લ | ા | હા | લ | આકાર+લ = ા+લ |
| | સાલ | લ | ા | સા | લ | |
| | | | | | | |
| ૪ | તસ્વીર | ર | ી | વી | ર | ઈકાર+ર = ી+ર |
| | શમ્શીર | ર | ી | શી | ર | |
| | | | | | | |
| ૫ | ગૂઢ | ઢ | ૂ | ગૂ | ઢ | ઊકાર+ઢ = ૂ+ઢ |
| | મૂઢ | ઢ | ૂ | મૂ | ઢ | |
| | | | | | | |
| ૬ | ઐડ | ડ | ૈ | ઐ | ડ | ઐકાર+ડ = ૈ+ડ |
| | ખૈડ | ડ | ૈ | ખૈ | ડ | |
| | | | | | | |
| ૭ | સોગ | ગ | ો | સો | ગ | ઓકાર+ગ = ો+ગ |
| | રોગ | ગ | ો | રો | ગ | |
| | | | | | | |
| ૮ | ચૌર | ર | ૌ | ચૌ | ર | ઔકાર+ર = ૌ+ર |
| | ગૌર | ર | ૌ | ગૌ | ર | |
| | | | | | | |
| ૯ | નહેર | ર | ે | ન | હેર | અકાર+હેર |
| | શહેર | ર | ે | શ | હેર | |
| | | | | | | |
| ૧૦ | નહેર | ર | ે | હે | ર | એકાર+ર = ે+ર |
| | વધેર | ર | ે | ધે | ર | |

"કાફિયામાંથી કાફિયાક્ષરોનો સ્વર અને એના પછીના એકસરખા અક્ષરો એટલે કે કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખવામાં આવે તો કાફિયા અર્થહીન થઈ જાય છે અથવા પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે છે." નવી પદ્ધતિમાં આપણે આ નિયમને તિલાંજલિ જ આપી દીધી હતી. પરંતુ જો આ નિયમને જાળવી જ રાખવામાં આવે તો વાદીની વિભાવના "જે શબ્દમાંથી વાદીને કાઢી નાંખવામાં આવે તો તે શબ્દ અર્થહીન, અથવા જે અર્થ માટે લાવવામાં આવ્યો છે તે અર્થ સાથે તે શબ્દનો સંબંધ ન રહે'નું પણ પાલન થાય છે. કારણ કે વાદીનો સમાવેશ કાફિયા-વ્યવસ્થાના કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો ધરાવતા ભાગમાં થઈ જાય છે.

ઉપરોક્ત કોષ્ટકમાં પ્રસ્તુત 'નહેર' – 'શહેર' સિવાય બધા જ ઉદાહરણોની કાફિયા-વ્યવસ્થામાં કાફિયાક્ષરના સ્વરાકાર તરીકે અનુયાયી અને કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો તરીકે વાદી જ છે એટલે કે કાફિયા-વ્યવસ્થા 'અનુયાયી+વાદી' જ છે. 'તૈયારી' – 'સંસારી' કાફિયામાં અંત્ય 'ઈ' સંબંધી ગણાશે. આમ આ નવી પદ્ધતિ મુજબ પણ કાફિયામાં વાદી અને અનુયાયીના એકસરખાપણાની શરતોનું પાલન થાય જ છે.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)
= (અનુયાયી) + (વાદી)

ઉપરોક્ત વિવરણ પરથી સમજી શકાશે કે નવી પદ્ધતિ મુજબ વાદીનો સમાવેશ કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરોમાં થાય છે તથા અનુયાયીનો સમાવેશ કાફિયાક્ષરના સ્વરાકારમાં થાય છે.

આ નવી પદ્ધતિ મુજબ મતલાના બંને કાફિયાક્ષરોમાં સ્વર એકસરખા પરંતુ વ્યંજન અલગઅલગ હોવા જરૂરી છે. તેથી આ નવી પદ્ધતિ મુજબ મતલામાં 'નહેર' અને 'શહેર' કાફિયા પ્રયોજવામાં આવે તો બાકીના શેરોમાં લહેર, કહેર, બહેર, મહેર વગેરે કાફિયા પ્રયોજવા પડે કે જે દરેકની કાફિયા-વ્યવસ્થા 'અકાર+હેર' હોય. પરંતુ મતલામાં 'નહેર' અને 'વધેર' કાફિયા પ્રયોજવામાં આવે તો બાકીના શેરોમાં શેર, ફેર, ઢેર, ઝેર વગેરે કાફિયા પણ પ્રયોજી શકાય છે કે જે દરેકની કાફિયા-વ્યવસ્થા 'એકાર+ર' એટલે કે કાફિયા-વ્યવસ્થા 'અનુયાયી+વાદી' થાય. આ નવી પદ્ધતિ મુજબ આટલો ફરક પડે છે, જેની નોંધ લેવી ઘટે છે.

હવે આપણે 'યુક્ત અનુયાયી'ને સમજીએ.

"વાદી અને અનુયાયી વચ્ચે જે અર્ધ અક્ષર (કેવળ વ્યંજન) હોય તેને યુક્ત અનુયાયી કહેવામાં આવે છે. 'દાસ્ય' અને 'હાસ્ય'માં વાદી 'ય', કાનો અનુયાયી અને અર્ધ 'સ્' યુક્ત અનુયાયી છે. 'જીર્ણ' અને 'શીર્ણ'માં વાદી 'ણ', દીર્ઘ 'ઈ' અનુયાયી અને અર્ધ 'ર્' યુક્ત અનુયાયી છે. 'સૂર્ય' અને 'તૂર્ય'માં વાદી 'ય', દીર્ઘ 'ઊ' અનુયાયી અને અર્ધ 'ર્' યુક્ત અનુયાયી છે. 'નેત્ર' અને વેત્ર'માં વાદી 'ર', એક માત્રા અનુયાયી અને અર્ધ 'ત્' યુક્ત અનુયાયી છે. 'ચૈત્ય' અને 'દૈત્ય'માં વાદી 'ય', બે માત્રા અનુયાયી અને અર્ધ 'ત્' યુક્ત અનુયાયી છે. 'ઓષ્ટ' અને 'કોષ્ટ'માં વાદી 'ટ' કાનો માત્રા અનુયાયી અને અર્ધ 'ષ્' યુક્ત અનુયાયી છે. 'ઔંસ' અને 'કૌંસ'માં વાદી 'સ', કાનો બે માત્રા અનુયાયી અને અનુસ્વાર યુક્ત અનુયાયી છે.

અનુયાયી પ્રાસોમાં તેજ અનુયાયી ચિન્હો અને યુક્ત અનુયાયી પ્રાસોમાં જે અનુયાયી ચિન્હો હોય, તેજ ચિન્હ સહિત અર્ધ અક્ષર પણ તે નો તેજ લાવવો પડશે."

- 'ઝાર' રાંદેરી
(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૪-૫૫)

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

| ક્રમ | કાફિયા | વાદી | અનુયાયી | યુક્ત અનુયાયી | કાફિયાક્ષર | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો | કાફિયા-વ્યવસ્થા |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | દાસ્ય<br>હાસ્ય | ય<br>ય | ા<br>ા | સ્<br>સ્ | દા<br>હા | સ્ય<br>સ્ય | આકાર+સ્ય = ા+સ્ય |
| | | | | | | | |
| ૨ | જીર્ણ<br>શીર્ણ | ણ<br>ણ | ી<br>ી | ર્<br>ર્ | જી<br>શી | ર્ણ<br>ર્ણ | ઈકાર+ર્ણ = ી+ર્ણ |
| | | | | | | | |
| ૩ | સૂર્ય<br>તૂર્ય | ય<br>ય | ૂ<br>ૂ | ર્<br>ર્ | સૂ<br>તૂ | ર્ય<br>ર્ય | ઊકાર+ર્ય = ૂ+ર્ય |
| | | | | | | | |
| ૪ | નેત્ર<br>વેત્ર | ર<br>ર | ે<br>ે | ત્<br>ત્ | ને<br>વે | ત્ર<br>ત્ર | એકાર+ત્ર = ે+ત્ર |
| | | | | | | | |
| ૫ | ચૈત્ય<br>દૈત્ય | ય<br>ય | ૈ<br>ૈ | ત્<br>ત્ | ચૈ<br>દૈ | ત્ય<br>ત્ય | ઐકાર+ત્ય = ૈ+ત્ય |
| | | | | | | | |
| ૬ | ઓષ્ટ<br>કોષ્ટ | ટ<br>ટ | ો<br>ો | ષ્<br>ષ્ | ઓ<br>કો | ષ્ટ<br>ષ્ટ | ઓકાર+ષ્ટ = ો+ષ્ટ |
| | | | | | | | |
| ૭ | ઔંસ<br>કૌંસ | સ<br>સ | ૌ<br>ૌ | ં<br>ં | ઔં<br>કૌં | સ<br>સ | ઔંકાર+સ |

ઉપરોક્ત કોષ્ટકમાં પ્રસ્તુત 'ઔંસ' – 'કૌંસ' સિવાય બધા જ ઉદાહરણોની કાફિયા-વ્યવસ્થામાં કાફિયાક્ષરના સ્વરાકાર તરીકે અનુયાયી અને કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો તરીકે અનુક્રમે યુક્ત અનુયાયી અને વાદી જ છે એટલે કે કાફિયા-વ્યવસ્થા '(અનુયાયી)+(યુક્તઅનુયાયી+વાદી)' જ છે. આમ આ નવી પદ્ધતિ મુજબ પણ કાફિયામાં વાદી, અનુયાયી અને યુક્ત અનુયાયીના એકસરખાપણાની શરતોનું પાલન થાય જ છે.

'ઔંસ' – 'કૌંસ' સિવાયના ઉદાહરણોમાં કાફિયા-વ્યવસ્થા :-

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

= (અનુયાયી) + (યુક્ત અનુયાયી + વાદી)

'ઔંસ' – 'કૌંસ' પ્રકારના કાફિયામાં અનુસ્વાર કાફિયા-વ્યવસ્થાના 'ઔંકાર'માં જ એટલે કે કાફિયાક્ષરના સ્વરાકારમાં જ અનુસ્વાર સ્વરૂપે આવી ગયો હોવાથી યુક્ત અનુયાયી તરીકે અનુસ્વાર હોય તો પણ એના એકસરખાપણાની શરતનું આપોઆપ પાલન થઈ જાય છે.

'ઔંસ' – 'કૌંસ' ની કાફિયા-વ્યવસ્થા :-

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

= (અનુયાયી + યુક્ત અનુયાયી) + (વાદી)

ઉપરોક્ત વિવરણ પરથી સમજી શકાશે કે નવી પદ્ધતિ મુજબ વાદીનો સમાવેશ કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરોમાં થાય છે તથા અનુયાયીનો સમાવેશ કાફિયાક્ષરના સ્વરાકારમાં થાય છે. યુક્ત અનુયાયી તરીકે જો હલન્ત વ્યંજન હોય તો એનો સમાવેશ કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરોમાં થાય છે અને જો અનુસ્વાર હોય તો એનો સમાવેશ કાફિયાક્ષરના સ્વરાકારમાં અનુસ્વાર તરીકે થાય છે. આ નવી પદ્ધતિ મુજબ કાફિયાક્ષરનો સ્વરાકાર અને કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો આખી ગઝલના બધા જ કાફિયામાં એકસરખા હોય છે. તેથી આ નવી પદ્ધતિ મુજબ પણ કાફિયામાં વાદી, અનુયાયી અને યુક્ત અનુયાયીના એકસરખાપણાની શરતોનું પાલન થાય જ છે. આમ આ નવી પદ્ધતિમાં વાદી, અનુયાયી અને યુક્ત અનુયાયીનો આડકતરી રીતે સમાવેશ થઈ જ ગયો છે.

નવી પદ્ધતિમાં વાદી, યુક્ત અનુયાયી અને અનુયાયીનો નીચે દર્શાવેલ ત્રણ પ્રકારમાં આડકતરી રીતે સમાવેશ થઈ જાય છે.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

| | કાફિયાક્ષરનો સ્વરાકાર | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
|---|---|---|
| ૧ | અનુયાયી | વાદી |
| ૨ | અનુયાયી | યુક્ત અનુયાયીનો હલન્ત વ્યંજન + વાદી |
| ૩ | અનુયાયી + યુક્ત અનુયાયીનો અનુસ્વાર | વાદી |

ઉપર 'ઝાર' રાંદેરી કૃત 'શાયરી ભાગ – ૨'માં પ્રસ્તુત વાદી, અનુયાયી અને યુક્ત અનુયાયીનું વર્ણન કર્યું છે. ફક્ત 'વાદી' અને 'અનુયાયી'ના સંદર્ભમાં જ ચર્ચા કરીએ તો આપણી નવી પદ્ધતિ મુજબ મોટેભાગે વાદી પહેલાનો અનુયાયી સ્વરાંત અક્ષર જ કાફિયાક્ષર કહેવાશે કે જેમાં બંને કાફિયાના સ્વર એકસરખા અને વ્યંજન અલગઅલગ હોય છે. વાદીનો સમાવેશ કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરોમાં થઈ જશે. આપણી નવી પદ્ધતિ મુજબ કાફિયાક્ષરનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર કાફિયાક્ષર તરીકે આવી શકે નહીં. તેથી આ પ્રકારના કાફિયામાં જોડાક્ષર એટલે કે યુક્ત અનુયાયી પણ એકસરખો જ રહેશે. આમ જોડાક્ષર એટલે કે યુક્ત અનુયાયીનો સમાવેશ પણ વાદીની માફક કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરોમાં જ થઈ જશે અને એમાં પણ વાદી પહેલાનો અનુયાયી સ્વરાંત અક્ષર જ કાફિયાક્ષર કહેવાશે. આમ આ નવી પદ્ધતિ મુજબ પણ કાફિયામાં વાદી, અનુયાયી અને યુક્ત અનુયાયીના એકસરખાપણાની શરતોનું ('નહેર' – 'શહેર' કાફિયાના અપવાદ સિવાય) પાલન થાય જ છે.

હવે અલગઅલગ જોડાક્ષરવાળા (જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર એટલે કે યુક્ત અનુયાયી) કાફિયા આ નવી પદ્ધતિથી ઉપરોક્ત નિયમના આધારે કઈ રીતે અયોગ્ય ઠરે એ જોઈએ.

હાસ્ય – વાક્ય
કાફિયા-વ્યવસ્થા = જોડાક્ષર+ય = અયોગ્ય કાફિયા

'હાસ્ય' – 'વાક્ય' કાફિયામાં અંત્યાક્ષર 'ય' જ એકસરખો હોવાથી એના પહેલાના જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર 'સ્' અને 'ક્' કાફિયાક્ષર બને છે કે જેનું ઉચ્ચારણ હલન્ત થાય છે. આમ કાફિયાક્ષરનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી જોડાક્ષર કાફિયાક્ષર તરીકે હોવાથી (કાફિયા-વ્યવસ્થા = જોડાક્ષર+ય) 'હાસ્ય' – 'વાક્ય' કાફિયા અયોગ્ય ઠરે છે.

| ક્રમ | કાફિયા | વાદી | અનુયાયી | યુક્ત અનુયાયી | કાફિયાક્ષર | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો | કાફિયા-વ્યવસ્થા |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | હાસ્ય<br>વાક્ય | ય<br>ય | ા<br>ા | સ્<br>ક્ | સ્<br>ક્ | ય<br>ય | જોડાક્ષર+ય<br>(અયોગ્ય કાફિયા) |

નવી પદ્ધતિમાં જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર માટે "કાફિયાક્ષરનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર કાફિયાક્ષર તરીકે આવી શકે નહીં" નિયમ હોવાથી યુક્ત અનુયાયીના એકસરખાપણાની શરતનું આપોઆપ પાલન થઈ જાય છે.

| | કાફિયા-વ્યવસ્થાની નવી પદ્ધતિમાં સ્થાન |
|---|---|
| વાદી | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
| અનુયાયી | કાફિયાક્ષરનો સ્વરાકાર |
| યુક્ત અનુયાયી (હલન્ત વ્યંજન) | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
| યુક્ત અનુયાયી (અનુસ્વાર) | કાફિયાક્ષરના સ્વરાકારમાં અનુસ્વાર |

ઉપરોક્ત વિવરણ પરથી સમજી શકાશે કે વાદીને બદલે કાફિયાક્ષર આધારિત નવી પદ્ધતિમાં પણ વાદી, અનુયાયી અને યુક્ત અનુયાયીને આડકતરી રીતે ચુસ્તપણે જાળવી જ શકાય છે. આમ આ નવી પદ્ધતિ મુજબ વાદીને બદલે કાફિયાક્ષરને સમજવાથી વાદી, અનુયાયી અને યુક્ત અનુયાયીને અલગથી સમજવાની જરૂર રહેતી નથી.

હવે આપણે 'બંધ'ને સમજીએ.

## બંધ (કટ્દ=કૈદ) :-

"પ્રાસમાં વાદીની પૂર્વે અનુયાયી વગર જે અર્ધ અક્ષર આવે તે બંધ કહેવાય છે. = ઉદાહરણ. = 'કબ્ર' અને 'સબ્ર'માં વાદી 'ર' અને અર્ધ 'બ્' બંધ અક્ષર છે. એને યુક્ત અનુયાયી એટલા માટે કહી શકતા નથી, કે યુક્ત અનુયાયી પોતાના પહેલા અનુયાયીને ચાહે છે. યુક્ત અનુયાયી અનુયાયીને આશ્રયે છે. ઉપલા શબ્દોમાં અર્ધ 'બ્' પહેલાં જો દીર્ઘસ્વર ચિન્હોમાંથી કોઈ એક પણ ચિન્હ હોત તો એ અર્ધ 'બ્' યુક્ત અનુયાયી કહેવાત. કબ્ર, સબ્ર, મસ્ત, પસ્ત, દર્દ, સર્દ, નંદ, છંદ, વિગેરે પ્રાસોમાં અર્ધ અક્ષરો બંધ કહેવાશે. બીજી રીતે એની સમજુતી એવી છે કે બંધ અક્ષરની પહેલાં પ્રાસ સાથે સંબંધ ધરાવતા નવ અક્ષરોમાંથી કોઈ એકે ન હોય. યુક્ત અનુયાયીની જેમ જો કોઈ પ્રાસમાં બંધ અક્ષર અર્ધ 'બ્' હોય તો બધા પ્રાસો અર્ધ 'બ્' સાથે જ લાવવા પડશે."

- 'ઝાર' રાંદેરી

(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૬-૫૭)

"બંધ અક્ષરની પહેલાં જે અક્ષર હશે તે જો હ્રસ્વ 'ઇ', હ્રસ્વ 'ઉ' કે હ્રસ્વ 'અ' હશે તો તેને દરેક પ્રાસોમાં તેના સ્વરૂપે લાવવો પડશે. –ઉદાહરણ- 'કબ્ર' અને 'સબ્ર'માં બંધની પહેલાં એકમાં 'ક' અને બીજામાં 'સ' છે. અને બંને હ્રસ્વ 'અ' સહિત છે. ઉપલા સ્વરૂપમાં દરેકમાં માત્ર હ્રસ્વ 'અ' સહિત લાવવા પડશે. 'મુક્ત' અને 'યુક્ત'માં બંધ પહેલાં એકમાં 'મુ' અને બીજામાં 'યુ' હ્રસ્વ 'ઉ' સહિત છે, એથી દરેકે દરેક પ્રાસોમાં બંધ પહેલાંના અક્ષરો હ્રસ્વ 'ઉ' સહિત લાવવા પડશે. 'છિન્ન' અને 'ભિન્ન'માં 'છિ' અને 'ભિ' હ્રસ્વ 'ઇ' સહિત છે, એથી દરેક પ્રાસોમાં બંધ આગળનો અક્ષર હ્રસ્વ 'ઇ' સહિત લાવવો પડશે."

- 'ઝાર' રાંદેરી

(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૬૦-૬૧)

| ક્રમ | કાફિયા | વાદી | બંધ પહેલાના અક્ષરનું હ્રસ્વ સ્વર ચિહ્ન | બંધ | કાફિયાક્ષર | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો | કાફિયા-વ્યવસ્થા |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | કબ્ર<br>સબ્ર | ર<br>ર | અ<br>અ | બ્<br>બ્ | ક<br>સ | બ્ર<br>બ્ર | અકાર+બ્ર |
| | | | | | | | |
| ૨ | મસ્ત<br>પસ્ત | ત<br>ત | અ<br>અ | સ્<br>સ્ | મ<br>પ | સ્ત<br>સ્ત | અકાર+સ્ત |
| | | | | | | | |
| ૩ | દર્દ<br>સર્દ | દ<br>દ | અ<br>અ | ર્<br>ર્ | દ<br>સ | ર્દ<br>ર્દ | અકાર+ર્દ |
| | | | | | | | |
| ૪ | નંદ<br>છંદ | દ<br>દ | અ<br>અ | ં<br>ં | નં<br>છં | દ<br>દ | અંકાર+દ |
| ૫ | મુક્ત<br>યુક્ત | ત<br>ત | ુ<br>ુ | ક્<br>ક્ | મુ<br>યુ | ક્ત<br>ક્ત | ઉકાર+ક્ત |
| | | | | | | | |
| ૬ | છિન્ન<br>ભિન્ન | ન<br>ન | િ<br>િ | ન્<br>ન્ | છિ<br>ભિ | ન્ન<br>ન્ન | ઇકાર+ન્ન |

યુક્ત અનુયાયીની માફક બંધ પણ જોડાક્ષર જ છે. તફાવત ફક્ત એ જ છે કે જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર પહેલા દીર્ઘ સ્વર હોય તો જોડાક્ષર યુક્ત અનુયાયી કહેવાય છે, અન્યથા બંધ કહેવાય છે.

ઉપરોક્ત કોષ્ટકમાં પ્રસ્તુત 'નંદ' – 'છંદ' સિવાય બધા જ ઉદાહરણોની કાફિયા-વ્યવસ્થામાં કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો તરીકે અનુક્રમે બંધ અને વાદી જ છે એટલે કે કાફિયા-વ્યવસ્થા '(બંધ પહેલાનો હ્રસ્વ સ્વરાકાર) + (બંધ + વાદી)' જ છે. આમ આ નવી પદ્ધતિ મુજબ પણ કાફિયામાં બંધ અને બંધ પહેલાના અક્ષરના સ્વરના એકસરખાપણાની શરતોનું પણ પાલન થાય જ છે.

'નંદ' – 'છંદ' સિવાયના ઉદાહરણોમાં કાફિયા-વ્યવસ્થા :-
કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)
= (બંધ પહેલાનો હ્રસ્વ સ્વરાકાર) + (બંધ + વાદી)

'નંદ' – 'છંદ' પ્રકારના કાફિયામાં અનુસ્વાર કાફિયા-વ્યવસ્થાના 'અંકાર'માં જ એટલે કે કાફિયાક્ષરના સ્વરાકારમાં જ અનુસ્વાર સ્વરૂપે આવી ગયો હોવાથી બંધ તરીકે અનુસ્વાર હોય તો પણ એના એકસરખાપણાની શરતનું આપોઆપ પાલન થઈ જાય છે.

'નંદ' – 'છંદ'ની કાફિયા-વ્યવસ્થા :-
કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)
= (બંધ પહેલાનો હ્રસ્વ સ્વરાકાર + બંધ) + (વાદી)

નવી પદ્ધતિમાં વાદી, બંધ અને બંધ પહેલાના હ્રસ્વ સ્વરાકારનો નીચે દર્શાવેલ બે પ્રકારમાં આડકતરી રીતે સમાવેશ થઈ જાય છે.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

| | કાફિયાક્ષરનો સ્વરાકાર | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
|---|---|---|
| ૧ | બંધ પહેલાનો હ્રસ્વ સ્વરાકાર | બંધનો હલન્ત વ્યંજન + વાદી |
| ૨ | બંધ પહેલાનો હ્રસ્વ સ્વરાકાર + બંધનું અનુસ્વાર | વાદી |

હવે અલગઅલગ જોડાક્ષરવાળા (જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર એટલે કે બંધ) કાફિયા આ નવી પદ્ધતિથી ઉપરોક્ત નિયમના આધારે કઈ રીતે અયોગ્ય ઠરે એ જોઈએ.

મસ્ત – ફક્ત

કાફિયા-વ્યવસ્થા = જોડાક્ષર+ત = અયોગ્ય કાફિયા

'મસ્ત' – 'ફક્ત' કાફિયામાં અંત્યાક્ષર 'ત' જ એકસરખો હોવાથી એ પહેલાના જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર 'સ્' અને 'ક્' કાફિયાક્ષર બને છે કે જેનું ઉચ્ચારણ હલન્ત થાય છે. આમ કાફિયાક્ષરનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર કાફિયાક્ષર તરીકે હોવાથી (કાફિયા-વ્યવસ્થા = જોડાક્ષર+ત) 'મસ્ત' – 'ફક્ત' કાફિયા અયોગ્ય ઠરે છે.

| ક્રમ | કાફિયા | વાદી | બંધ | કાફિયાક્ષર | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો | કાફિયા-વ્યવસ્થા |
|---|---|---|---|---|---|---|
| ૧ | મસ્ત<br>ફક્ત | ત<br>ત | સ્<br>ક્ | સ્<br>ક્ | ત<br>ત | જોડાક્ષર+ત<br>(અયોગ્ય કાફિયા) |

નવી પદ્ધતિમાં જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર માટે "કાફિયાક્ષરનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી જોડાક્ષર એટલે કે અર્ધ અક્ષર કાફિયાક્ષર તરીકે આવી શકે નહીં" નિયમ હોવાથી બંધના એકસરખાપણાની શરતનું આપોઆપ પાલન થઈ જાય છે.

| | કાફિયા-વ્યવસ્થાની નવી પદ્ધતિમાં સ્થાન |
|---|---|
| વાદી | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
| બંધ<br>(હલન્ત વ્યંજન) | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
| બંધ<br>(અનુસ્વાર) | કાફિયાક્ષરના સ્વરાકારમાં અનુસ્વાર |

ઉપરોક્ત વિવરણ પરથી સમજી શકાશે કે વાદીને બદલે કાફિયાક્ષર આધારિત નવી પદ્ધતિમાં પણ બંધને આડકતરી રીતે ચુસ્તપણે જાળવી જ શકાય છે. આમ આ નવી પદ્ધતિ મુજબ વાદીને બદલે કાફિયાક્ષરને સમજવાથી બંધને પણ અલગથી સમજવાની જરૂર રહેતી નથી.

હવે 'જડ' અને 'સંયોગી'ને સમજીએ.

## જડ્ (તાસીસ) :-

"તાસીસના મૂળ અર્થ તો 'મજબૂત કરવું.' પણ પિંગળ શાસ્ત્રમાં એની સમજુતી એવી રીતે છે કે, પ્રાસમાં વાદી અક્ષરની પૂર્વે એક આખો અક્ષર આવે, અને તેની પૂર્વે જો કાનો હોય તો તે કાનાને તાસીસ કહે છે. (આપણે તાસીસને જડ્ કહીશું.) =ઉદાહરણ= 'દાવર', 'સાગર' શબ્દોમાં વાદી 'ર' છે, 'ર'ની પૂર્વે એકમાં 'વ' અને બીજામાં 'ગ' છે. એ ર અને ગ, બંને અક્ષરોની પૂર્વે બંને શબ્દોમાં કાના છે. એ કાના જડ્ કહેવાશે. જડ્ વર્ણને પ્રાસોમાં લાવવો આવશ્યક નથી. કારણ કે દાવર, સાગરના વજને બીજા પ્રાસો નટવર, સુંદર, કેસર, ખંજર, ગૌહર, વિગેરે પણ છે. ઉપલા પ્રાસોમાં એકે જડ્ સહિત નથી. જો જડ્ રૂપી પ્રાસોમાં જડ્ રૂપી પ્રાસો લાવવામાં આવે તો સુંદર કહેવાય."

- 'ઝાર' રાંદેરી

(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૨-૫૩)

## સંયોગી (દખીલ) :-

"દખીલના મૂળ અર્થ 'દખલ દેવાવાળો, અથવા ખાસ મિત્ર' છે. (આપણે દખીલને સંયોગી કહીશું.) પણ પિંગળ શાસ્ત્રમાં વાદી, અને જડની વચ્ચે જે આખો અક્ષર હોય તે સંયોગી કહેવાય છે. =ઉદાહરણ= 'દાવર' અને 'સાગર'માં વાદી 'ર', જડ 'કાનો', અને એ બંનેની વચ્ચે એકમાં 'વ' અને બીજામાં 'ગ' સંયોગી છે. સંયોગી પણ પ્રાસમાં હોવો આવશ્યક નથી. દાવર, સાગર, નટવર, સુંદર, ખંજર, ગૌહર, વિગેરે પ્રાસોમાં દાવર, અને સાગર વિના બીજા કોઈ પણ શબ્દમાં જડ્ કે સંયોગી નથી. જડ્ અને સંયોગી અન્યો અન્યને આશ્રયે છે. જડ્ વિના સંયોગી, કે સંયોગી વિના જડ્ આવી ન શકે. જડ્ રૂપી પ્રાસોમાં સંયોગી ભિન્ન ભિન્ન અક્ષરો હોય તોયે વાંધો નથી. =ઉદાહરણ= દાવર, સાગર, ચાદર, ચાકરમાં અનુક્રમે વ, ગ, દ, ક, સંયોગી ભિન્ન ભિન્ન છે."

- 'ઝાર' રાંદેરી

(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૩-૫૪)

"જડ્ પછી સંયોગી આવે છે. સંયોગી જો હ્રસ્વ 'ઇ' અથવા હ્રસ્વ 'ઉ' અથવા 'અ' સ્વરિત હોય તો દરેક પ્રાસમાં તેના સ્વરૂપેજ લાવવો પડશે. =ઉદાહરણ= 'દાવર' અને 'સાગર'માં 'વ' અને 'ગ' સંયોગી છે, અને 'અ' સ્વર સહિત છે. એથી કરી બીજા પ્રાસોમાં પણ સંયોગી 'અ' સ્વર

સહિત લાવવો પડશે. 'આદિલ' અને 'કાતિલ'માં હ્રસ્વ 'ઇ' સહિત છે, એટલે દરેક પ્રાસોમાં હ્રસ્વ 'ઇ' સહિત હોવો જોઇશે. 'કાકુલ' અને 'વ્યાકુલ'માં સંયોગી હ્રસ્વ 'ઉ' સહિત છે એટલે દરેક પ્રાસોમાં હ્રસ્વ 'ઉ' સહિત લાવવો પડશે."

- 'ઝાર' રાંદેરી

(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૬૦)

જડ્ અને સંયોગીનો સમાવેશ નવી પદ્ધતિમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા હેઠળ આડકતરી રીતે થઈ જ ગયો છે.

દાવર – સાગર
કાફિયા-વ્યવસ્થા : અકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+અકાર+ર

આદિલ – કાતિલ
કાફિયા-વ્યવસ્થા : ઇકાર+લ
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ઇકાર+લ

કાકુલ – વ્યાકુલ
કાફિયા-વ્યવસ્થા : ઉકાર+લ
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ઉકાર+લ

'અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા'ના પ્રકરણમાં "મતલામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા હોવા છતાં બાકીના શેરોના કાફિયામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવી જરૂરી નથી, ફક્ત ચુસ્ત કાફિયા-વ્યવસ્થા જ નિભાવવી જરૂરી છે. તેમ છતાં આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવે તો ગઝલ વધુ નિખરશે." જણાવ્યું હતું. આ વાત "જડ્ વર્ણને પ્રાસોમાં લાવવો આવશ્યક નથી." ને સમર્થન આપે છે. આમ જડ્ અને સંયોગીનો સમાવેશ પણ નવી પદ્ધતિમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા હેઠળ આડકતરી રીતે થઈ જ ગયો છે.

જડ્ તરીકેનો કાનો કાફિયાને વધુ ચુસ્ત બનાવે છે. કાના સિવાયના અન્ય સ્વરો પણ કાફિયાને વધુ ચુસ્ત બનાવી શકે છે. પરંતુ જડ્ તરીકે ફક્ત કાનાનો જ ઉલ્લેખ જોવા મળે છે. કાના સિવાયના અન્ય સ્વરો પણ કાફિયાને વધુ ચુસ્ત બનાવી શકે છે કે જેનો સમાવેશ પરંપરાગત પદ્ધતિમાં નથી પરંતુ નવી પદ્ધતિમાં 'અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા' હેઠળ થઈ જાય છે. કેટલાંક ઉદાહરણો જોઇએ.

નયન – મિલન – રુદન
કાફિયા-વ્યવસ્થા : અકાર+ન

નયન – વતન – પઠન
કાફિયા-વ્યવસ્થા : અકાર+ન
અતિચુસ્તકાફિયા-વ્યવસ્થા : અકાર+અકાર+ન

'નયન' કાફિયા સાથે 'મિલન' અને 'રુદન' કાફિયા કરતાં 'વતન' અને 'પઠન' કાફિયા વધુ કર્ણમધુર લાગે છે. કાફિયાના છેલ્લેથી ત્રીજા (અહીં કાફિયાના પહેલા) અક્ષરનો સ્વર 'અ', 'જડ્'ની માફક જ કાફિયાને વધુ ચુસ્ત કરવાનું કાર્ય કરે છે.

વિચારો – પધારો – સુધારો
કાફિયા-વ્યવસ્થા : આકાર+રો

ઇશારો – વિચારો – કિનારો
કાફિયા-વ્યવસ્થા : આકાર+રો
અતિચુસ્તકાફિયા-વ્યવસ્થા : ઇકાર+આકાર+રો

'ઇશારો' કાફિયા સાથે 'પધારો' અને 'સુધારો' કાફિયા કરતાં 'વિચારો' અને 'કિનારો' કાફિયા વધુ કર્ણમધુર લાગે છે. કાફિયાના છેલ્લેથી ત્રીજા (અહીં કાફિયાના પહેલા) અક્ષરનો સ્વર 'ઇ', 'જડ્'ની માફક જ કાફિયાને વધુ ચુસ્ત કરવાનું કાર્ય કરે છે. જો કાફિયાના છેલ્લેથી ત્રીજા (અહીં કાફિયાના પહેલા) અક્ષરના સ્વર 'ઇ'ને 'જડ્' માનીએ તો અહીં સંયોગી 'જડ્' અને 'વાદી'ને બદલે 'જડ્' અને 'અનુયાયી'ની વચ્ચે આવે છે.

આપણે વાદી ઉપરાંત વાદી પહેલાના ચાર અક્ષરો (જડ્, સંયોગી, અનુયાયી અને બંધ) જોઈ ગયા. હવે વાદી પછીના ચાર અક્ષરો (સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્) સંબંધી ચર્ચા કરીએ.

## સંબંધી (વસ્લ), બહાર (ખુરૂજ), વિશેષ (મઝીદ) અને નાઈરહ્ :-

હવે વાદી પછીના ચાર અક્ષરોના સંદર્ભમાં આપણે આ નવી પદ્ધતિ ચકાસી જોઈએ. જે રીતે વાદી પછીના અક્ષરો (સ્વરચિહ્ન સહિત) સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્ એકસરખા જ હોવા જોઈએ એ જ રીતે આ નવી પદ્ધતિ મુજબ પણ કાફિયાક્ષર પછીના અક્ષરો સ્વર અને વ્યંજનના ક્રમસહિત એકસરખા જ હોય છે. તેથી વાદી પછીના અક્ષરોના અનુસંધાનમાં કોઈ અલગ ચર્ચા કરવાની જરૂર રહેતી નથી. અહીં સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહની ચર્ચા દરમિયાન ‘શાઇરી ભાગ-૨’માં પ્રસ્તુત ઉદાહરણોની ફક્ત આ નવી પદ્ધતિ મુજબની કાફિયા-વ્યવસ્થા જ દર્શાવું છું.

| ક્રમ | કાફિયા | વાદી | સંબંધી | બહાર | વિશેષ | કાફિયા-વ્યવસ્થા |
|---|---|---|---|---|---|---|
| ૧ | આવી – લાવી – તાવી | વ | ી | * | * | આકાર+વી |
| | | | | | | |
| ૨ | આવો – લાવો – તાવો | વ | ો | * | * | આકાર+વો |
| | | | | | | |
| ૩ | ધાર્મિક – માર્મિક | મ | ઇ | ક | * | આકાર+ર્મિક |
| | | | | | | |
| ૪ | તીરજ – નીરજ | ર | જ | * | * | ઈકાર+રજ |
| | | | | | | |
| ૫ | અરબી – અદબી | બ | ી | * | * | હલન્તોચ્ચાર+બી<br>(અયોગ્ય કાફિયા) |
| | | | | | | |
| ૬ | હયરાનીઓ – પરેશાનીઓ | ન | ી | ઓ | * | આકાર+નીઓ |
| | | | | | | |
| ૭ | હયરાનીઓજ – પરેશાનીઓજ | ન | ી | ઓ | જ | આકાર+નીઓજ |

### નાઈરહ્ :-

“પ્રાસમાં વિશેષ પછી જો કોઈ અક્ષર આવી શકતો હોય તો તે નાઈરહ્ કહેવાશે. પણ ફાર્સી વિના ગુજરાતીમાં આવી શકે એમ મારી જાણમાં નથી.”

- ‘ઝાર’ રાંદેરી

(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૯)

કાફિયા : અરબી – અદબી
ઉચ્ચારણ : અર્બી – અદ્બી
કાફિયા-વ્યવસ્થા = હલન્તોચ્ચાર+બી = અયોગ્ય કાફિયા

અરબી-અદબી કાફિયાનો ઉચ્ચાર અર્બી-અદ્બી થતો હોવાથી બંને કાફિયામાં એકસરખા અંત્યાક્ષર 'બી' પહેલાના અક્ષરો 'ર્' અને 'દ્' કાફિયાક્ષર બને છે કે જે અકારાંત લખાતા હોવા છતાં એનું ઉચ્ચારણ તો જોડાક્ષર જેવું હલન્ત જ થાય છે. આમ કાફિયાક્ષર તરીકે જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષરો હોવાથી આ નવી પદ્ધતિ મુજબ 'અરબી' – 'અદબી' કાફિયા અયોગ્ય ઠરે છે. આ નવી પદ્ધતિ મુજબ આ ફરક પણ પડે છે, જેની નોંધ લેવી ઘટે છે.

સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્ સંદર્ભમાં ઉપરોક્ત બાબતો જોતાં જણાશે કે આ નવી પદ્ધતિમાં પણ સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્ એકસરખા જ રહે છે.

હવે આપણે વાદી, અનુયાયી, યુક્ત અનુયાયી અને બંધના વિષયમાં ક્રમવાર તર્ક દ્વારા તુલના કરીએ એ પહેલાં આપણી નવી પદ્ધતિ મુજબ પાયાની બાબતો ટૂંકમાં ફરીથી જોઈ લઈએ.

"એક જ ગઝલના જુદા-જુદા કાફિયામાં અંતેથી નિશ્ચિત ક્રમના જે અક્ષરના સ્વરની સમાનતાના કારણે કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે એને આપણે કાફિયાક્ષર (મુખ્ય અક્ષર) કહીશું. કાફિયામાં કાફિયાક્ષર પછીના અક્ષરો એકસરખા જ હોય છે અથવા કાફિયાના ફક્ત અંત્યાક્ષરોના સ્વર જ એકસરખા હોય છે એટલે કે અંત્યાક્ષર જ કાફિયાક્ષર હોય છે. કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર અથવા અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે."

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

"કાફિયામાં કાફિયાક્ષર પહેલાના અસમાન ભાગ અને કાફિયાક્ષર પછીના સમાન ભાગને જોડતી કડીનું કામ કાફિયાક્ષરો કરે છે તથા ગઝલમાં કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને (રદીફને) જોડતી કડીનું કામ કાફિયા કરે છે."

સ્વરાંત કાફિયામાં ફક્ત અંત્યાક્ષરનો સ્વર જ એકસરખો હોવાથી એને 'વાદી' ગણવામાં આવે છે. પરંતુ સ્વરાંત કાફિયા સિવાયના કાફિયામાં વાદી એકસરખો હોવાની શરતથી કાફિયામાં ઓછામાં ઓછો એક અંત્યાક્ષર એકસરખો રહે છે તથા વાદી પહેલાનો હ્રસ્વ સ્વર અથવા અનુયાયી (દીર્ઘ સ્વર) પણ એકસરખો જ હોય છે કે જેનાથી ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે. સ્વરાંત કાફિયાના પ્રમાણમાં આ પ્રકારના કાફિયા વધુ કર્ણમધુર હોય છે.

વાદી દરેક કાફિયામાં એકસરખો હોવો જરૂરી હોવાથી 'લખ – હસ – ઘડ – તર' પ્રકારના શબ્દો કાફિયા તરીકે આવી જ  ન શકે. 'ગા' સ્વરૂપના 'લખ – હસ – ઘડ – તર' પ્રકારના શબ્દો કે જે દરેકમાં અંત્યાક્ષર અકારાંત લખાતો હોવા છતાં એનું ઉચ્ચારણ જોડાક્ષરની માફક હલન્ત થાય છે. નવી પદ્ધતિમાં "કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર અથવા અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે.", આ નિયમ દ્વારા એનું સમાધાન થઈ જાય છે.

"વાદી પ્રાસનાં તે મુખ્ય અક્ષરને કહેવામાં આવે છે કે જે શબ્દમાંથી વાદીને કાઢી નાંખવામાં આવે તો તે શબ્દ અર્થહીન, અથવા જે અર્થ માટે લાવવામાં આવ્યો છે તે અર્થ સાથે તે શબ્દનો સંબંધ ન રહે." આ નિયમને કારણે 'લખવું – હસવું – ઘડવું – તરવું' પ્રકારના શબ્દો પરસ્પર કાફિયા તરીકે આવી શકે નહીં. 'ગાગા' સ્વરૂપના 'લખવું – હસવું – ઘડવું – તરવું' પ્રકારના શબ્દો કે જે દરેકમાં અંત્યાક્ષર 'વું' પહેલાનો અક્ષર (છેલ્લેથી બીજો અક્ષર) અકારાંત લખાતો હોવા છતાં એનું ઉચ્ચારણ જોડાક્ષરની માફક હલન્ત થાય છે. નવી પદ્ધતિમાં "કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર અથવા અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે.", નિયમ દ્વારા એનું પણ સમાધાન થઈ જાય છે.

વાદી તરીકે સામાન્ય રીતે વ્યંજન જ હોય છે પરંતુ 'જુદી – કહી – ઉઠી – ઘણી' જેવા શબ્દો કે જેમાં ફક્ત અંત્યાક્ષરનો સ્વર 'ઈ' જ એકસરખો છે, એ પ્રકારના કાફિયા પ્રયોજી શકાય એ હેતુથી આ પ્રકારના કાફિયામાં અંત્યાક્ષરના સ્વરને પણ વાદી ગણવામાં આવે છે. પરંતુ "વાદી પ્રાસનાં તે મુખ્ય અક્ષરને કહેવામાં આવે છે કે જે શબ્દમાંથી વાદીને કાઢી નાંખવામાં આવે તો તે શબ્દ અર્થહીન, અથવા જે અર્થ માટે લાવવામાં આવ્યો છે તે અર્થ સાથે તે શબ્દનો સંબંધ ન રહે." નિયમને કારણે 'લખી – હસી – ઘડી – તરી' જેવા શબ્દો પરસ્પર કાફિયા તરીકે આવી શકે નહીં.

મતલામાં જે કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી હોય એ આખી ગઝલમાં નિભાવવી જરૂરી છે. આ નિયમનો આધાર લઈને આખી ગઝલના કોઈપણ એક મતલામાં એક કાફિયા

'કહી' કે 'જુદી' જેવો લઈ લેવામાં આવે છે કે જેમાં વાદી અંત્ય 'ઈ' કાઢી નાખતાં બાકીનો ભાગ અર્થહીન થઈ જાય, ત્યારબાદ આખી ગઝલમાં 'લખી – હસી – ઘડી – તરી – મળી – મચી' જેવા કાફિયા પ્રયોજવામાં આવે છે કે જે દરેકમાં વાદી અંત્ય 'ઈ' કાઢી નાખતાં બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે. આમ કેટલીકવાર તો 'લખી – હસી – ઘડી – તરી – મળી – મચી' જેવા કાફિયાને યોગ્ય ઠેરવવા જ ગઝલના કોઈપણ એક મતલામાં કોઈપણ એક કાફિયો 'કહી' કે 'જુદી' જેવો લઈ લેવામાં આવે છે. પરંતુ આ નવી પદ્ધતિ મુજબ આખી ગઝલમાં 'લખી – હસી – ઘડી – તરી – મળી – મચી' પ્રકારના કાફિયા પ્રયોજવામાં આવે તો પણ એ યોગ્ય જ ઠરે છે. કારણ કે "કાફિયામાંથી કાફિયાક્ષરોનો સ્વર અને એના પછીના એકસરખા અક્ષરો એટલે કે કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખવામાં આવે તો કાફિયા અર્થહીન થઈ જાય છે અથવા પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે છે." એ નિયમને આપણે નવી પદ્ધતિમાં તિલાંજલિ જ આપી દીધી હતી.

વાદી પહેલાં હ્રસ્વ સ્વર અથવા અનુયાયી તરીકે દીર્ઘ સ્વર હોય તો આખી ગઝલમાં એ જ સ્વર વાદી પહેલાં નિભાવવો પડે છે કારણ કે એના દ્વારા જ કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે. આ હ્રસ્વ સ્વર અથવા અનુયાયી તરીકેનો દીર્ઘ સ્વર નવી પદ્ધતિમાં 'કાફિયાક્ષરના સ્વરાકાર' તરીકે જોવા મળે છે અને વાદીનો સમાવેશ 'કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો'માં થઈ જાય છે.

કાફિયા : ઘર – દર
વાદી : ર
વાદી પહેલાનો હ્રસ્વ સ્વર : અ
કાફિયા-વ્યવસ્થા : અકાર+ર = (વાદી પહેલાનો હ્રસ્વ સ્વર) + (વાદી)

કાફિયા : બેદિલ – શામિલ
વાદી : લ
વાદી પહેલાનો હ્રસ્વ સ્વર : ઇ
કાફિયા-વ્યવસ્થા : ઇકાર+લ = (વાદી પહેલાનો હ્રસ્વ સ્વર) + (વાદી)

કાફિયા : નામ – દામ
વાદી : મ
અનુયાયી (વાદી પહેલાનો દીર્ઘ સ્વર) : આ
કાફિયા-વ્યવસ્થા : આકાર+મ = (અનુયાયી) + (વાદી)

કાફિયા : પ્રીત – જીત

વાદી : ત

અનુયાયી (વાદી પહેલાનો દીર્ઘ સ્વર) : ઈ

કાફિયા-વ્યવસ્થા : ઈકાર+ત = (અનુયાયી) + (વાદી)

વાદી પહેલાંના હ્રસ્વ સ્વર અથવા અનુયાયી તરીકેના દીર્ઘ સ્વર દ્વારા જ કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે. હવે એ હ્રસ્વ સ્વર અથવા અનુયાયી તરીકેના દીર્ઘ સ્વર અને વાદીની વચ્ચે બંધ અથવા યુક્ત અનુયાયી એટલે કે જોડાક્ષર હોય તો આખી ગઝલના બધા જ કાફિયામાં એ પણ એકસરખા જ હોવા જોઇએ, અન્યથા ઉચ્ચારાંતમાં સમાનતામાં વિક્ષેપ પડે છે. નવી પદ્ધતિ મુજબ બંધ અથવા યુક્ત અનુયાયી જોડાક્ષર સ્વરૂપે હોય તો એનો સમાવેશ 'કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો'માં થઈ જાય છે અને જો અનુસ્વાર સ્વરૂપે હોય તો એનો સમાવેશ 'કાફિયાક્ષરના સ્વરાકાર'માં અનુસ્વાર સ્વરૂપે થઈ જાય છે.

કાફિયા : હસ્ત – વ્યસ્ત

વાદી : ત

બંધ : સ્ (જોડાક્ષર)

બંધ પહેલાનો હ્રસ્વ સ્વર : અ

કાફિયા-વ્યવસ્થા : અકાર+સ્ત = (બંધ પહેલાનો હ્રસ્વ સ્વર) + (જોડાક્ષર સ્વરૂપે બંધ + વાદી)

કાફિયા : મિત્ર – ચિત્ર

વાદી : ર

બંધ : ત્ (જોડાક્ષર)

બંધ પહેલાનો હ્રસ્વ સ્વર : ઇ

કાફિયા-વ્યવસ્થા : ઇકાર+ત્ર = (બંધ પહેલાનો હ્રસ્વ સ્વર) + (જોડાક્ષર સ્વરૂપે બંધ + વાદી)

કાફિયા : છંદ – નંદ

વાદી : દ

બંધ : ં (અનુસ્વાર)

બંધ પહેલાનો હ્રસ્વ સ્વર : અ

કાફિયા-વ્યવસ્થા : અંકાર+દ = (બંધ પહેલાનો હ્રસ્વ સ્વર + અનુસ્વાર સ્વરૂપે બંધ) + (વાદી)

કાફિયા : જીર્ણ – શીર્ણ
વાદી : ણ
યુક્ત અનુયાયી : ર્ (જોડાક્ષર)
અનુયાયી (યુક્ત અનુયાયી પહેલાનો દીર્ઘ સ્વર) : ઈ
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+ર્ણ = (યુક્ત અનુયાયી પહેલાનો અનુયાયી) + (જોડાક્ષર સ્વરૂપે યુક્ત અનુયાયી + વાદી)

કાફિયા : ચૈત્ય – દૈત્ય
વાદી : ય
યુક્ત અનુયાયી : ત્ (જોડાક્ષર)
અનુયાયી (યુક્ત અનુયાયી પહેલાનો દીર્ઘ સ્વર) : ઐ
કાફિયા-વ્યવસ્થા : ઐકાર+ત્ય = (યુક્ત અનુયાયી પહેલાનો અનુયાયી) + (જોડાક્ષર સ્વરૂપે યુક્ત અનુયાયી + વાદી)

કાફિયા : ઔંસ – કૌંસ
વાદી : સ
યુક્ત અનુયાયી : ં (અનુસ્વાર)
અનુયાયી (યુક્ત અનુયાયી પહેલાનો દીર્ઘ સ્વર) : ઔ
કાફિયા-વ્યવસ્થા : ઔંકાર+સ = (યુક્ત અનુયાયી પહેલાનો અનુયાયી + અનુસ્વાર સ્વરૂપે યુક્ત અનુયાયી) + (વાદી)

કાફિયા : વફા – દવા
વાદી : આ
કાફિયા-વ્યવસ્થા : આકારાંત = (વાદી) + (0)

જડ્ અને દખીલનો સમાવેશ નવી પદ્ધતિ મુજબ અતિયુસ્ત કાફિયા-વ્યવસ્થામાં થઈ જાય છે તથા સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહનો સમાવેશ ‘કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો’માં થઈ જતો હોવાથી એકસરખા જ રહે છે.

અંતે બે કોષ્ટક પ્રસ્તુત છે કે જેમાં ‘જડ્’ અને ‘સંયોગી’ સિવાયના વાદી, વાદી પહેલાનો હ્રસ્વ સ્વર, બંધ, અનુયાયી (વાદી પહેલાનો દીર્ઘ સ્વર), યુક્ત અનુયાયી, સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહનો સમાવેશ નવી પદ્ધતિ મુજબના કાફિયા-વ્યવસ્થાના સૂત્રના કયા ભાગમાં થાય છે એ દર્શાવ્યું છે.

(૧)

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

| ક્રમ | કાફિયાક્ષરનો સ્વરાકાર | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
|---|---|---|
| ૧ | વાદી પહેલાનો હ્રસ્વ સ્વર | વાદી + સંબંધી + બહાર + વિશેષ + નાઈરહ્ |
| ૨ | બંધ પહેલાનો હ્રસ્વ સ્વર | જોડાક્ષર સ્વરૂપે બંધ + વાદી + સંબંધી + બહાર + વિશેષ + નાઈરહ્ |
| ૩ | બંધ પહેલાનો હ્રસ્વ સ્વર + અનુસ્વાર સ્વરૂપે બંધ | વાદી + સંબંધી + બહાર + વિશેષ + નાઈરહ્ |
| ૪ | વાદી પહેલાનો અનુયાયી | વાદી + સંબંધી + બહાર + વિશેષ + નાઈરહ્ |
| ૫ | યુક્ત અનુયાયી પહેલાનો અનુયાયી | જોડાક્ષર સ્વરૂપે યુક્ત અનુયાયી + વાદી + સંબંધી + બહાર + વિશેષ + નાઈરહ્ |
| ૬ | યુક્ત અનુયાયી પહેલાનો અનુયાયી + અનુસ્વાર સ્વરૂપે યુક્ત અનુયાયી | વાદી + સંબંધી + બહાર + વિશેષ + નાઈરહ્ |
| ૭ | વાદી (સ્વરાંત કાફિયા વખતે) | સંબંધી + બહાર + વિશેષ + નાઈરહ્ |

(૨)

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

| ક્રમ | પરંપરાગત પદ્ધતિ મુજબના અક્ષરો | નવી પદ્ધતિમાં સમાવેશ |
|---|---|---|
| ૧ | વાદી | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
| ૨ | વાદી પહેલાનો હ્રસ્વ સ્વર | કાફિયાક્ષરનો સ્વરાકાર |
| ૩ | બંધ (જોડાક્ષર સ્વરૂપે) | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
| ૪ | બંધ (અનુસ્વાર સ્વરૂપે) | કાફિયાક્ષરનો સ્વરાકાર |
| ૫ | અનુયાયી (વાદી પહેલાનો દીર્ઘ સ્વર) | કાફિયાક્ષરનો સ્વરાકાર |
| ૬ | યુક્ત અનુયાયી (જોડાક્ષર સ્વરૂપે) | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
| ૭ | યુક્ત અનુયાયી (અનુસ્વાર સ્વરૂપે) | કાફિયાક્ષરનો સ્વરાકાર |
| ૮ | સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્ | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો |
| ૯ | વાદી (સ્વરાંત કાફિયા વખતે) | કાફિયાક્ષરનો સ્વરાકાર |

અંતે કેટલાંક મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે. દરેકમાં કાફિયા-વ્યવસ્થાની સાથે વાદી, વાદી પહેલાનો હ્રસ્વ સ્વર, બંધ, અનુયાયી (વાદી પહેલાનો દીર્ઘ સ્વર) અને યુક્ત અનુયાયી પણ દર્શાવ્યા છે.

(૧)
એવું નથી કે આજનાં ફૂલોમાં રસ નથી,
દ્રષ્ટિ મહીં જ દમ નથી દાનતમાં કસ નથી.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૫૭)
કાફિયા : રસ – કસ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સરસ, તરસ, બસ, દિવસ, નસ, હવસ, વરસ.
કાફિયા-વ્યવસ્થા : અકાર+સ
વાદી : સ
વાદી પહેલાના અક્ષરનો હ્રસ્વ સ્વર : અ

(૨)
દરવાજો ઊઘડ્યો જ નથી એમ પણ નથી,
ને ઊઘડી ખડ્યો જ નથી એમ પણ નથી.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૬૩)
કાફિયા : ઊઘડ્યો – ખડ્યો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઊપડ્યો, નડ્યો, અડ્યો, જડ્યો, રડ્યો, પડ્યો, ચડ્યો.
કાફિયા-વ્યવસ્થા : અકાર+ડ્યો
વાદી : ડ્
વાદી પહેલાના અક્ષરનો હ્રસ્વ સ્વર : અ

(3)

સૂરજ ને ચંદ્ર હોય ગ્રહણ રૂપે ગ્રસ્ત જ્યાં!
છાયામાં એની આપણે આફતપરસ્ત જ્યાં!
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૩૭૯)
કાફિયા : ગ્રસ્ત – આફતપરસ્ત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : વ્યસ્ત, હસ્ત, મસ્ત, સમસ્ત, પ્રશસ્ત, ત્રસ્ત.
કાફિયા-વ્યવસ્થા : અકાર+સ્ત
વાદી : ત
બંધ : સ્ (જોડાક્ષર સ્વરૂપે)
બંધ પહેલાના અક્ષરનો હ્રસ્વ સ્વર : અ

(૪)

હોઠે ભાવ ને હૈયે વ્યંગ!
વાહરે! દુનિયા તારા ઢંગ!
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૩૭)
કાફિયા : વ્યંગ – ઢંગ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઉમંગ, તંગ, ઉત્સંગ,પતંગ, અંગ, સંગ, ઉછરંગ, યમુના-ગંગ, મર્યાદાભંગ.
કાફિયા-વ્યવસ્થા : અંકાર+ગ
વાદી : ગ
બંધ : ં (અનુસ્વાર સ્વરૂપે)
બંધ પહેલાના અક્ષરનો હ્રસ્વ સ્વર : અ

(૫)

બસ દુર્દશાનો એટલો આભાર હોય છે,

જેને મળું છું મુજથી સમજદાર હોય છે.

- 'મરીઝ'

('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૪)

કાફિયા : આભાર – સમજદાર

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સહકાર, મિલનસાર, અધિકાર, વાર, નિરાધાર, લગાતાર, તરફદાર, ભણકાર, નિરાકાર, ઘરબાર.

કાફિયા-વ્યવસ્થા : આકાર+ર

વાદી : ર

અનુયાયી (વાદી પહેલાના અક્ષરનો દીર્ઘ સ્વર) : આ

(૬)

દીર્ઘ નાટક છે – એક પાત્રી છે;

કેમ ભજવું કે ટૂંકી રાત્રી છે.

- મનોજ ખંડેરિયા

('વરસોનાં વરસ લાગે', પૃષ્ઠ ક્રમાંક ૨૯૬)

કાફિયા : પાત્રી – રાત્રી

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : યાત્રી, દાત્રી, ગાત્રી, ખાતરી(ખાત્રી), વિધાત્રી.

કાફિયા-વ્યવસ્થા : આકાર+ત્રી

વાદી : ર

યુક્ત અનુયાયી : ત્ (જોડાક્ષર સ્વરૂપે)

અનુયાયી (યુક્ત અનુયાયી પહેલાના અક્ષરનો દીર્ઘ સ્વર) : આ

(૭)
પક્ષી એ મીણનું ને મેં મૂક્યું'તું આંચમાં,
ઊડી ગયું સૂરજને ઉપાડીને ચાંચમાં!
- 'ખલીલ' ધનતેજવી
('સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૯)
કાફિયા : આંચમાં – ચાંચમાં
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : જાંચમાં, પાંચમાં, ટાંચમાં, ધાંચમાં.
કાફિયા-વ્યવસ્થા : આંકાર+ચમાં
વાદી : ચ
યુક્ત અનુયાયી : ં (અનુસ્વાર સ્વરૂપે)
અનુયાયી (યુક્ત અનુયાયી પહેલાના અક્ષરનો દીર્ઘ સ્વર) : આ

(૮)
હરદમ તને જ યાદ કરું, એ દશા મળે,
એવું દરદ ન આપ કે જેની દવા મળે.
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૧૮)
કાફિયા : દશા – દવા
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : બાવફા, નાખુદા, સજા, નવા, ખુદા.
કાફિયા-વ્યવસ્થા : આકારાંત
વાદી : આ

હવે ઉપરોક્ત ઉદાહરણોના મતલાના કાફિયા અને કાફિયા-વ્યવસ્થાની સાથે વાદી, વાદી પહેલાનો હ્રસ્વ સ્વર, બંધ, અનુયાયી (વાદી પહેલાનો દીર્ઘ સ્વર) અને યુક્ત અનુયાયી કોષ્ટક સ્વરૂપે પ્રસ્તુત છે. કોષ્ટકમાં મતલાના કાફિયામાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

| ક્રમ | મતલાના કાફિયા અને કાફિયા-વ્યવસ્થા | કાફિયાક્ષરનો સ્વરાકાર | | કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો | | |
|---|---|---|---|---|---|---|
| | | વાદી/બંધ/ યુક્ત અનુયાયી પહેલાનો હ્રસ્વ સ્વર અથવા અનુયાયી (દીર્ઘ સ્વર) | અનુસ્વાર સ્વરૂપે બંધ અથવા યુક્ત અનુયાયી | જોડાક્ષર સ્વરૂપે બંધ અથવા યુક્ત અનુયાયી | વાદી | સંબંધી બહાર વિશેષ નાઈરહ્ |
| ૧ | રસ - કસ (અકાર+સ) | અ | * | * | સ | * |
| | | | | | | |
| ૨ | ઊઘડ્યો – ખડ્યો (અકાર+ડ્યો) | અ | * | * | ડ્ | યો |
| | | | | | | |
| ૩ | ગ્રસ્ત - આફતપરસ્ત (અકાર+સ્ત) | અ | * | સ્ | ત | * |
| | | | | | | |
| ૪ | વ્યંગ - ઢંગ (અંકાર+ગ) | અ | ં | * | ગ | * |
| | | | | | | |
| ૫ | આભાર - સમજદાર (આકાર+ર) | આ | * | * | ર | * |
| | | | | | | |
| ૬ | પાત્રી – રાત્રી (આકાર+ત્રી) | આ | * | ત્ | ર | ઈ |
| | | | | | | |
| ૭ | આંચમાં – ચાંચમાં (આંકાર+ચમાં) | આ | ં | * | ચ | માં |
| | | | | | | |
| ૮ | દશા – દવા (આકારાંત) | આ (વાદી) | * | * | * | * |

આ નવી પદ્ધતિ મુજબ વાદીને બદલે ફક્ત કાફિયાક્ષરો જ નક્કી કરવાના હોય છે. વાદી તથા વાદી પહેલાના ચાર અક્ષરો (જડ, સંયોગી, અનુયાયી અને બંધ) અને વાદી પછીના ચાર અક્ષરોનો (સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ) નવી પદ્ધતિમાં આડકતરી રીતે સમાવેશ થઈ જ જતો હોવાથી એને અલગથી સમજવાની આ નવી પદ્ધતિમાં કોઈ જ જરૂર રહેતી નથી. આટલી ચર્ચા પછી મારું માનવું છે કે કાફિયા-વ્યવસ્થાની આ નવી પદ્ધતિ ‘ઝાર’ રાંદેરી કૃત ‘શાઇરી ભાગ-૨’માં પ્રસ્તુત પરંપરાગત કાફિયાશાસ્ત્રના માપદંડ પર મોટેભાગે ખરી ઊતરી છે. આમ આ નવી પદ્ધતિ પ્રમાણમાં ઘણી સરળ પણ થઈ જાય છે તથા ગુજરાતી-હિન્દી જેવી ભાષા અને લિપિને અનુરૂપ પણ છે.

આમ જુઓ તો આ નવી પદ્ધતિમાં ફક્ત એક અલગ દ્રષ્ટિકોણ માત્ર છે કે જે સમજવામાં વધુ સરળ જણાશે.

# વાદીની વિભાવનાની સમસ્યા

પરંપરાગત કાફિયાશાસ્ત્ર મુજબ કાફિયા-વ્યવસ્થાને સમજવા માટે સૌપ્રથમ વાદી સમજવો પડે છે કે જે કાફિયાનો મૂળ અક્ષર છે. ત્યારબાદ વાદી ઉપરાંત વાદી પહેલાના ચાર અક્ષરો (જડ્, સંયોગી, અનુયાયી અને બંધ) અને વાદી પછીના ચાર અક્ષરોને (સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્) સમજવા પડે છે. ગુજરાતીમાં પરંપરાગત કાફિયાશાસ્ત્ર મુજબ વાદી નક્કી કરવાનું કામ કેટલીક વાર અટપટું થઈ જાય છે. સૌપ્રથમ વાદી અને અનુયાયી ફરીથી સમજી લઈએ.

"વાદી પ્રાસનાં તે મુખ્ય અક્ષરને કહેવામાં આવે છે કે જે શબ્દમાંથી વાદીને કાઢી નાંખવામાં આવે તો તે શબ્દ અર્થહીન, અથવા જે અર્થ માટે લાવવામાં આવ્યો છે તે અર્થ સાથે તે શબ્દનો સંબંધ ન રહે. વાદી પ્રાસનું મૂળ તત્વ છે. વાદી વિના પ્રાસ થઈ શકતો નથી."
- 'ઝાર' રાંદેરી
(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૧-૫૨)

"આપણે રીદ્ફને અનુયાયી કહીશું. અનુયાયી બે પ્રકારના છે. અનુયાયી અને યુક્ત અનુયાયી. પ્રથમ અનુયાયીનું વર્ણન કરીશું. વાદી અક્ષરની પૂર્વે દીર્ઘસ્વર કે સંધિ સ્વર ચિન્હો હોય તે તમામ ચિન્હો (ા, ી, ૂ, ે, ૈ, ો, ૌ) અનુયાયી કહેવાય છે. =ઉદાહરણ= 'હાલ' અને 'સાલ'માં વાદી 'લ' અને કાના અનુયાયી છે."
- 'ઝાર' રાંદેરી
(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૫૪)

હવે 'શૂન્ય' પાલનપુરીની કેટલીક ગઝલોના મતલા પ્રસ્તુત કરું છું અને એ દરેકમાં વાદી અને અનુયાયી પણ દર્શાવ્યા છે.

(૧)
જીવનના અનિષ્ટોની સામે પડકાર બનીને રહેવું છે,
આ મોતની શીતળ ભૂમિ પર અંગાર બનીને રહેવું છે.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૧૮)
કાફિયા : પડકાર – અંગાર
વાદી : ર (મૂળ શબ્દમાંથી અકારાંત વ્યંજન સ્વરૂપે)
અનુયાયી : ા (આ)

(૨)
ડોલતા ભુજંગ માથે હાથ પસવાર્યો અમે,
આપની જુલ્ફોનાં સોગન, યમને પડકાર્યો અમે.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૧૪)
કાફિયા : પસવાર્યો – પડકાર્યો
વાદી : ર્ (મૂળ શબ્દમાંથી જોડાક્ષર સ્વરૂપે)
અનુયાયી : ા (આ)

(3)
કોણ કહે છે, "દુઃખની છાયામાં હૃદય હરખાય ના?"
ચંદ્રકેરું સ્મિત વાદળથી કદી રોકાય ના!
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૨૮૪)
કાફિયા : હરખાય – રોકાય
વાદી : ય (પ્રત્યયમાંથી અકારાંત વ્યંજન સ્વરૂપે)
અનુયાયી : ા (આ)

(૪)
પુરુષાર્થની એક જ ઠોકરથી વિધિનું વલણ બદલાઈ જશે;
ઇન્સાન જો નીતિ બદલે તો ઇતિહાસ નવો સર્જાઈ જશે.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૫૩)
કાફિયા : બદલાઈ – સર્જાઈ
વાદી : ઈ (પ્રત્યયમાંથી સ્વર સ્વરૂપે)
અનુયાયી : ા (આ)

(૫)
કીકીના પડમાં જ્યારે સમેટાયો અંધકાર,
સૃષ્ટિમાં ક્યાંય ના પછી દેખાયો અંધકાર.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૪૫)
કાફિયા : સમેટાયો – દેખાયો
વાદી : ય (પ્રત્યયમાંથી અકારાંત વ્યંજન સ્વરૂપે)
અનુયાયી : ા (આ)

(૬)
જાશું, જઈને કાળની ગરદન ઝુકાવશું;
સંસાર પરથી જુલ્મની હસ્તી મિટાવશું.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૨૭૭)
કાફિયા : ઝુકાવશું – મિટાવશું
વાદી : વ (પ્રત્યયમાંથી અકારાંત વ્યંજન સ્વરૂપે)
અનુયાયી : ા (આ)

(૭)
પ્રેમમાં અવનવું કરી લેશું,
જાન દેશું ને જિંદગી લેશું.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૧૬૩)
કાફિયા : કરી – જિંદગી
વાદી : ઈ (શબ્દના અંત્યાક્ષરના સ્વર સ્વરૂપે)

ઉપરોક્ત મતલાના કાફિયાના વાદીનો અભ્યાસ કરતાં જણાશે કે વાદી મૂળ શબ્દમાંથી પણ હોય શકે છે અથવા મૂળ શબ્દ સાથે લાગેલા પ્રત્યયમાંથી પણ હોય શકે છે કે જે વ્યંજન અથવા જોડાક્ષર અથવા સ્વર સ્વરૂપે હોય શકે છે. આમ વાદી નક્કી કરવામાં કોઈ એકરૂપતા જોવા મળતી નથી.

હવે બીજું એક ઉદાહરણ જોઇએ.

(૮)
ના રહી દુનિયા એ દુનિયા, દ્રષ્ટિ બદલાયા પછી,
થઈ ગયો કોડીનો હીરો તત્વ સમજાયા પછી.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૩૭૪)
કાફિયા : બદલાયા – સમજાયા
મૂળ શબ્દો : બદલ – સમજ
કાફિયાનું સ્વરૂપ : મૂળ શબ્દ + પ્રત્યય 'આયા'
વાદી : ય
અનુયાયી : ા (આ)

'બદલાયા' – 'સમજાયા' કાફિયામાંથી વાદી 'ય' કાઢી નાખવામાં આવે તો બાકીનો ભાગ 'બદલા' – 'સમજા' અર્થહીન બને છે અને વાદીની વિભાવના મુજબ કાફિયા યોગ્ય ઠરે છે. હવે આ જ કાફિયાને બીજી રીતે સમજીએ.

કાફિયા : બદલેલું – સમજેલું
મૂળ શબ્દો : બદલ – સમજ
કાફિયાનું સ્વરૂપ : મૂળ શબ્દ + પ્રત્યય 'એલું'
વાદી : લ
અનુયાયી : ે (એ)

'બદલેલું' – 'સમજેલું' કાફિયામાંથી વાદી 'લ' કાઢી નાખવામાં આવે તો બાકીનો ભાગ 'બદલે' – 'સમજે' મૂળ અર્થ સહિત બાકી રહે છે અને વાદીની વિભાવના મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે.

હવે આમ થવાનું કારણ તપાસીએ. આમ થવાનું પહેલું કારણ એ છે કે મૂળ શબ્દો 'બદલ' અને 'સમજ' પરસ્પર કાફિયા નથી. બીજું કારણ એ છે કે મૂળ શબ્દ 'બદલ' અને 'સમજ'નું આકારાંત સ્વરૂપ 'બદલા' અને 'સમજા' ઉર્દૂ-હિન્દીમાં મૂળ અર્થ સાથે જ છે જ્યારે ગુજરાતીમાં અર્થહીન છે. મૂળ શબ્દ 'બદલ' અને 'સમજ'ના આકારાંત સિવાયના ઈકારાંત, ઉંકારાંત, એકારાંત અને ઓકારાંત સ્વરૂપ ઉર્દૂ-હિન્દી ઉપરાંત ગુજરાતીમાં પણ મૂળ અર્થ સાથે જ છે.

હવે 'આવ્યા' અને 'એલુ' પ્રત્યય ધરાવતા બીજા કાફિયા જોઇએ કે જેમાં મૂળ શબ્દો જ પરસ્પર કાફિયા છે.

કાફિયા : અટકાવ્યા – ભટકાવ્યા
મૂળ શબ્દો : અટક – ભટક
કાફિયાનું સ્વરૂપ : મૂળ શબ્દ + પ્રત્યય 'આવ્યા'
વાદી : ક
કાફિયાનો વાદી સિવાયનો અર્થહીન ભાગ : અટ – ભટ

કાફિયા : અટકેલું – ભટકેલું
મૂળ શબ્દો : અટક – ભટક
કાફિયાનું સ્વરૂપ : મૂળ શબ્દ + પ્રત્યય 'એલું'
વાદી : ક
કાફિયાનો વાદી સિવાયનો અર્થહીન ભાગ : અટ – ભટ

ઉપરોક્ત બંને ઉદાહરણમાં મૂળ શબ્દો જ પરસ્પર કાફિયા હોવાથી વાદી પણ મૂળ શબ્દોનો અંત્યાક્ષર જ છે.

(૯)
લોક મારી દર્દ-બાની જીરવી શકતા નથી,
એમ સાંભળતા નથી કે સાંભળી શકતા નથી.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૩૬૫)
કાફિયા : જીરવી – સાંભળી
મૂળ શબ્દો : જીરવ – સાંભળ
કાફિયાનું સ્વરૂપ : મૂળ શબ્દ + પ્રત્યય 'ઈ'
વાદી : ઈ

'જીરવી' – 'સાંભળી' કાફિયામાંથી વાદી 'ઈ' કાઢી નાખવામાં આવે તો બાકીનો ભાગ 'જીરવ' – 'સાંભળ' મૂળ અર્થ સહિત બાકી રહે છે અને વાદીની વિભાવના મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. નવી પદ્ધતિ મુજબ આ કાફિયા યોગ્ય જ ઠરે છે.

"કોઈપણ એક મતલાના કોઈપણ એક કાફિયામાં વાદીની વિભાવના સાર્થક થવી જોઇએ તથા મતલામાં જે કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી હોય એ જ કાફિયા-વ્યવસ્થા આખી ગઝલમાં નિભાવવાની હોય છે." મારા અભ્યાસ દરમિયાન ગઝલકારો સામાન્ય રીતે આ જ વિચારને અનુસરતા જણાયા છે. પરંતુ મારો અંગત મત એવો છે કે આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર યોગ્ય ઠરવા જોઇએ. આ નવી પદ્ધતિમાં આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર ખરા ઉતરે છે.

ઉપરોક્ત બાબતના સંદર્ભમાં અમૃત 'ઘાયલ'ની એક ગઝલના બે મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે.

(૧૦)
નજર હો લાખ લાંબી આંબતાં બહુ વાર લાગે છે,
હકીકતમાં હૃદયને પામતાં બહુ વાર લાગે છે.
પરસ્પર બે ઉરોને ભેટતાં બહુ વાર લાગે છે,
મિલન થઈ જાય છે કિન્તુ થતાં બહુ વાર લાગે છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૨૮૪)
પહેલા મતલાના કાફિયા : આંબતાં – પામતાં
બીજા મતલાના કાફિયા : ભેટતાં – થતાં
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સાંધતાં, ભૂલતાં, શોધતાં, આવતાં, જીવતાં, ડૂબતાં, જામતાં, ઊડતાં, કાઢતાં.
વાદી : ત

ઉપરોક્ત ગઝલના 'થતાં' કાફિયા સિવાય બાકીના બધા જ કાફિયામાંથી વાદી 'ત' કાઢી નાખવામાં આવે તો બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે અને વાદીની વિભાવના મુજબ 'થતાં' સિવાયના કાફિયા અયોગ્ય ઠરે છે. પરંતુ આખી ગઝલના ફક્ત એક મતલામાં ફક્ત એક કાફિયા 'થતાં' પ્રયોજવાથી આખી ગઝલના બધા જ કાફિયા યોગ્ય ઠરે છે. આમ બે મતલા પૈકી બીજા મતલામાં પ્રયોજવામાં આવેલ ફક્ત એક 'થતાં' કાફિયા જ આખી ગઝલના બધા જ કાફિયાને યોગ્ય ઠેરવે છે. કારણ કે 'થતાં' કાફિયામાંથી વાદી 'ત' કાઢી નાખવામાં આવે તો બાકીનો ભાગ 'થ' અર્થહીન બને છે અને વાદીની વિભાવના મુજબ 'થતાં' સિવાયના બધા જ કાફિયા પણ યોગ્ય ઠરે છે. આમ આખી ગઝલમાંથી ફક્ત એક જ કાફિયો આખી ગઝલના બાકીના બધા જ કાફિયાને યોગ્ય ઠેરવે એ વાત મને ગળે ઉતરતી નથી. મારો અંગત મત એવો છે કે આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર જ યોગ્ય ઠરવા જોઇએ. નવી પદ્ધતિ મુજબ આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર ખરા ઉતરે છે.

હવે ઉપરોક્ત ઉદાહરણો ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા અને કાફિયા-વ્યવસ્થા સાથે ફરીથી પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે. એનો અભ્યાસ કરતાં જણાશે કે નવી પદ્ધતિ મુજબ આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર ખરા ઊતરે છે તથા કાફિયા-વ્યવસ્થા સમજવામાં પણ સરળતા રહે છે.

એક જ ગઝલના જુદા-જુદા કાફિયામાં અંતેથી નિશ્ચિત ક્રમના જે અક્ષરના સ્વરની સમાનતાના કારણે કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે એને આપણે કાફિયાક્ષર કહીશું. કાફિયામાં કાફિયાક્ષર પછીના અક્ષરો એકસરખા જ હોય છે અથવા કાફિયાના ફક્ત અંત્યાક્ષરોના સ્વર જ એકસરખા હોય છે.

કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો)

(૧)
જીવનના અનિષ્ટોની સામે પડકાર બનીને રહેવું છે,
આ મોતની શીતળ ભૂમિ પર અંગાર બનીને રહેવું છે.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૧૮)
કાફિયા : પડકાર – અંગાર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પ્રતિકાર, ઉપચાર, તલવાર.
કાફિયા-વ્યવસ્થા : આકાર+ર

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'ર' એકસરખો છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'આ' એકસરખો છે.

(૨)
ડોલતા ભુજંગ માથે હાથ પસવાર્યો અમે,
આપની જુલ્ફોનાં સોગન, યમને પડકાર્યો અમે.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૧૪)
કાફિયા : પસવાર્યો – પડકાર્યો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : શણગાર્યો, વાર્યો, ગણકાર્યો, વેંઢાર્યો.
કાફિયા-વ્યવસ્થા : આકાર+ર્યો

આખી ગઝલના બધા જ કાફિયામાં જોડાક્ષર 'ર્' સહિત અંત્યાક્ષર 'યો' એટલે કે 'ર્યો' એકસરખો છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'આ' એકસરખો છે.

(3)

કોણ કહે છે, "દુઃખની છાયામાં હૃદય હરખાય ના?"
ચંદ્રકેરું સ્મિત વાદળથી કદી રોકાય ના!
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૨૮૪)
કાફિયા : હરખાય – રોકાય
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : લંબાય, કહેવાય, પૂજાય, દેખાય, લહેરાય, લૂંટાય, કરમાય.
કાફિયા-વ્યવસ્થા : આકાર+ય

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'ય' એકસરખો છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'આ' એકસરખો છે.

(૪)

પુરુષાર્થની એક જ ઠોકરથી વિધિનું વલણ બદલાઈ જશે;
ઇન્સાન જો નીતિ બદલે તો ઇતિહાસ નવો સર્જાઈ જશે.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૫૩)
કાફિયા : બદલાઈ – સર્જાઈ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ચીરાઈ, કરમાઈ, બિડાઈ, ખાઈ, વિસરાઈ.
કાફિયા-વ્યવસ્થા : આકાર+ઈ

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'ઈ' એકસરખો છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'આ' એકસરખો છે.

(૫)
કીકીના પડમાં જ્યારે સમેટાયો અંધકાર,
સૃષ્ટિમાં ક્યાંય ના પછી દેખાયો અંધકાર.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૪૪૫)
કાફિયા : સમેટાયો – દેખાયો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : રઘવાયો, ડહોળાયો, વગોવાયો, પડછાયો.
કાફિયા-વ્યવસ્થા : આકાર+યો

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'યો' એકસરખો છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'આ' એકસરખો છે.

(૬)
જાશું, જઈને કાળની ગરદન ઝુકાવશું;
સંસાર પરથી જુલ્મની હસ્તી મિટાવશું.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૨૭૭)
કાફિયા : ઝુકાવશું – મિટાવશું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ખિલાવશું, બતાવશું, લડાવશું, લાવશું, લૂંટાવશું, ઉઠાવશું, નિભાવશું, રચાવશું.
કાફિયા-વ્યવસ્થા : આકાર+વશું

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષરો 'વશું' એકસરખા છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'આ' એકસરખો છે.

(૭)
પ્રેમમાં અવનવું કરી લેશું,
જાન દેશું ને જિંદગી લેશું.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૧૬૩)
કાફિયા : કરી – જિંદગી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : જીરવી, ભરી, કરી, સહી, ભમી.
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+0 = ઈકારાંત

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષરનો સ્વર 'ઈ' એકસરખો છે એટલે કે અંત્યાક્ષર જ કાફિયાક્ષર છે.

(૮)
ના રહી દુનિયા એ દુનિયા, દ્રષ્ટિ બદલાયા પછી,
થઈ ગયો કોડીનો હીરો તત્વ સમજાયા પછી.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૩૭૪)
કાફિયા : બદલાયા – સમજાયા
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : શેકાયા, લૂંટાયા, ધરબાયા, શરમાયા.
કાફિયા-વ્યવસ્થા : આકાર+યા

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'યા' એકસરખો છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'આ' એકસરખો છે.

કાફિયા : બદલેલું – સમજેલું
કાફિયા-વ્યવસ્થા : એકાર+લું

બંને કાફિયામાં અંત્યાક્ષર 'લું' એકસરખો છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'એ' એકસરખો છે.

કાફિયા : અટકાવ્યા – ભટકાવ્યા
કાફિયા-વ્યવસ્થા : અકાર+ટકાવ્યા

બંને કાફિયામાં અંત્યાક્ષરો ‘ટકાવ્યા’ એકસરખા છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર ‘અ’ એકસરખો છે.

કાફિયા : અટકેલું – ભટકેલું
કાફિયા-વ્યવસ્થા : અકાર+ટકેલું

બંને કાફિયામાં અંત્યાક્ષરો ‘ટકેલું’ એકસરખા છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર ‘અ’ એકસરખો છે.

(૯)
લોક મારી દર્દ-બાની જીરવી શકતા નથી,
એમ સાંભળતા નથી કે સાંભળી શકતા નથી.
- ‘શૂન્ય’ પાલનપુરી
(‘શૂન્યની સૃષ્ટિ’, પૃષ્ઠ ક્રમાંક ૩૬૫)
કાફિયા : જીરવી – સાંભળી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પી, વરી, વસી, મરી.
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+0 = ઈકારાંત

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષરનો સ્વર ‘ઈ’ એકસરખો છે એટલે કે અંત્યાક્ષર જ કાફિયાક્ષર છે.

(૧૦)
નજર હો લાખ લાંબી આંબતાં બહુ વાર લાગે છે,
હકીકતમાં હૃદયને પામતાં બહુ વાર લાગે છે.
પરસ્પર બે ઉરોને ભેટતાં બહુ વાર લાગે છે,
મિલન થઈ જાય છે કિન્તુ થતાં બહુ વાર લાગે છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૨૮૪)
પહેલા મતલાના કાફિયા : આંબતાં – પામતાં
બીજા મતલાના કાફિયા : ભેટતાં – થતાં
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સાંધતાં, ભૂલતાં, શોધતાં, આવતાં, જીવતાં, ડૂબતાં, જામતાં, ઊડતાં, કાઢતાં.
કાફિયા-વ્યવસ્થા : અકાર+તાં

આખી ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'તાં' એકસરખો છે અને એના પહેલાના અક્ષરનો એટલે કે કાફિયાક્ષરનો સ્વર 'અ' એકસરખો છે.

આ પ્રકરણમાં પ્રસ્તુત ઉપરોક્ત ઉદાહરણો પૈકી જે ઉદાહરણોના કાફિયામાં ફક્ત અંત્યાક્ષરનો સ્વર જ એકસરખો છે એવા સ્વરાંત કાફિયામાં વાદી જ કાફિયાક્ષર છે જ્યારે બાકીના બધા જ ઉદાહરણોમાં વાદી પહેલાનો દીર્ઘ સ્વરાંત અક્ષર એટલે કે અનુયાયી સહિતનો અક્ષર જ કાફિયાક્ષર હોય છે અને વાદીનો સમાવેશ કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરોમાં થઈ ગયો છે. બધા જ ઉદાહરણોમાં આખી ગઝલના બધા જ કાફિયા નવી પદ્ધતિ મુજબ એકસરખા માપદંડ પર ખરા ઊતરે છે.

હવે બીજું એક ઉદાહરણ પ્રસ્તુત છે.

ઘણું પામ્યો ઘણું ખોઈ દીધું ક્યારેક હસવામાં
હવે મનમાં ઊગે છે એ બધું રાખું છું ગજવામાં
- મનહર મોદી
('અમર ગઝલો', પૃષ્ઠ ક્રમાંક ૧૭૦)

પ્રસ્તુત મતલામાં અંત્ય 'માં' વિભક્તિનો પ્રત્યય હોવાથી રદીફ ગણાશે અને 'હસવા' – 'ગજવા' કાફિયા ગણાશે. 'હસવા' – 'ગજવા' કાફિયામાં 'વ' વાદી ગણાશે. વાદી કાઢી નાખતાં બાકીનો ભાગ 'હસ' અને 'ગજ' બાકી રહે છે, જે પૈકી 'હસ' મૂળ અર્થ સહિત બાકી રહે છે પરંતુ

'ગજ'માં મૂળ અર્થ બદલાઈ જાય છે. આમ મતલાના બે પૈકી કોઈ એક કાફિયામાં પણ વાદી સિવાયનો ભાગ અર્થહીન બને અથવા મૂળ અર્થ ખોઈ બેસે તો કાફિયા યોગ્ય ગણાતા હોવાથી ઉપરોક્ત ગઝલના કાફિયા યોગ્ય ઠરે છે. પરંતુ જો મતલામાં 'હસવા' સાથે 'રડવા' કાફિયા પ્રયોજવામાં આવે તો વાદી 'વ' કાઢી નાખતાં બંને કાફિયામાં બાકીનો ભાગ 'હસ' અને 'રડ' મૂળ અર્થ સહિત બાકી રહે છે અને વાદીની વિભાવના મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. આમ 'હસવા' – 'ગજવા' કાફિયાની માફક 'હસવા' – 'રડવા' કાફિયામાં પણ ત્રણેય અક્ષરોમાં સ્વરોના ક્રમ એકસરખા હોવા છતાં ફક્ત વાદીની વિભાવનાને કારણે 'હસવા' – 'રડવા' કાફિયા અયોગ્ય ઠરે છે. નવી પદ્ધતિ મુજબ 'હસવા' – 'ગજવા' અને 'હસવા' – 'રડવા' બંને પ્રકારની કાફિયા વ્યવસ્થા અયોગ્ય ઠરે છે.

આમ જુઓ તો આ નવી પદ્ધતિમાં ફક્ત એક અલગ દ્રષ્ટિકોણ માત્ર છે કે જે સમજવામાં વધુ સરળ જણાશે.

# કાફિયાદોષ – ૧

ગઝલમાં કાફિયાદોષની ચર્ચાની શરૂઆત કરતાં પહેલાં એટલું જણાવવું જરૂરી સમજું છું કે આ નવી પદ્ધતિ વિકસાવતી વખતે જેમ બને એમ વધુ પ્રકારના કાફિયાને યોગ્ય ગણી શકાય એનું ધ્યાન રાખવામાં આવ્યું છે. કાફિયાદોષ દર્શાવવાનો હેતુ કોઈપણ ગઝલકારને કે એની પ્રતિષ્ઠાને કોઈપણ પ્રકારની ઠેસ પહોંચાડવાનો નથી જ નથી. ગુજરાતી ગઝલકારોની હાલની અને આવનારી પેઢી ગઝલમાં કાફિયા-વ્યવસ્થાને સરળતાથી સમજી શકે તથા એમની ગઝલો કાફિયાદોષથી મુક્ત હોય એ જ કાફિયાદોષની ચર્ચાનો મુખ્ય હેતુ છે.

આ પ્રકરણમાં આપણે પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયાદોષ ગણાતો ન હોય પરંતુ નવી પદ્ધતિ મુજબ કાફિયાદોષ જ ગણાતો હોય એની ચર્ચા કરીશું. પરંપરાગત પદ્ધતિ અને નવી પદ્ધતિ મુજબ આ જ સૌથી મોટો તફાવત છે. ઉદાહરણ તરીકે પ્રસ્તુત મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયામાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

## (A)

યાદ આવી ઝઘડા શંકાના પ<u>તા</u>વી જાય છે,
કોઈ ચાહે છે હજુ મુજને જ<u>તા</u>વી જાય છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૧૫)
મતલાના કાફિયા : પ<u>તા</u>વી – જ<u>તા</u>વી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સ<u>તા</u>વી, <u>તા</u>વી, વિ<u>તા</u>વી, બ<u>તા</u>વી.
મતલાની કાફિયા-વ્યવસ્થા : અકાર+તાવી
આખી ગઝલની કાફિયા-વ્યવસ્થા : આકાર+વી

પરંપરાગત પદ્ધતિ મુજબ ઉપરોક્ત કાફિયામાં કોઈ જ કાફિયાદોષ નથી. નવી પદ્ધતિ મુજબ પ્રસ્તુત મતલાના બંને કાફિયાના એકસરખા અંત્યાક્ષરો 'તાવી' પહેલાના અક્ષર 'પ' અને 'જ'નો સ્વર 'અ' એકસરખો જ હોવાથી મતલામાં કાફિયાક્ષરો અનુક્રમે 'પ' અને 'જ' કહેવાશે અને મતલાની કાફિયા-વ્યવસ્થા 'અકાર+તાવી' મળે છે. પરંતુ આખી ગઝલના અન્ય કાફિયામાં અંત્યાક્ષરો 'તાવી' જ હોવા છતાં એના પહેલાના અક્ષરો અકારાંત ન હોવાથી આખી ગઝલની કાફિયા-વ્યવસ્થા 'આકાર+વી' મળે છે કે જેમાં આખી ગઝલના બધા જ કાફિયામાં કાફિયાક્ષરના

સ્વર 'આ' ઉપરાંત વ્યંજન 'ત' પણ એકસરખો જ રહે છે. આમ આખી ગઝલના કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનના વૈવિધ્યને બદલે એકસરખાપણાને કારણે ફક્ત નવી પદ્ધતિ મુજબ જ કાફિયા અયોગ્ય ઠરે છે. અમૃત 'ઘાયલ'ના સમગ્રસંગ્રહ 'આઠોં જામ ખુમારી'માં પૃષ્ઠ ક્રમાંક ૭૧૭ પર આ જ પ્રકારની વધુ એક જ ગઝલ મળી કુલ બે જ ગઝલો જોવા મળે છે.

## (B)

હું એક મજાનું રમ<u>ક</u>ડું છું,
મનમાં આવે ત્યાં ર<u>ખ</u>ડું છું.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૦૭)
કાફિયા : રમ<u>ક</u>ડું – ર<u>ખ</u>ડું
ઉચ્ચારણ : રમક્ડું – રખ્ડું
કાફિયા-વ્યવસ્થા : હલન્તોચ્ચાર+ડું = અયોગ્ય કાફિયા

પરંપરાગત પદ્ધતિ મુજબ 'રમકડું' – 'રખડું' કાફિયામાં 'ડ' વાદી ગણાશે. વાદી કાઢી નાંખતાં બાકીનો ભાગ 'રમક' અને 'રખ' બાકી રહે છે કે જેમાં મૂળ અર્થ બદલાઈ જાય છે. આમ મતલાના બે પૈકી કોઈ એક કાફિયામાં પણ વાદી સિવાયનો ભાગ અર્થહીન બને અથવા મૂળ અર્થ ખોઈ બેસે તો કાફિયા યોગ્ય ગણાતા હોવાથી પરંપરાગત પદ્ધતિ મુજબ ઉપરોક્ત ગઝલમાં કાફિયા યોગ્ય જ ઠરે છે. પરંતુ નવી પદ્ધતિ મુજબ 'રમકડું' – 'રખડું' કાફિયામાં છેલ્લેથી બીજો અક્ષર અનુક્રમે 'ક' – 'ખ' કાફિયાક્ષર છે કે જે સ્વરાંત લખાતા હોવા છતાં એનું ઉચ્ચારણ હલન્ત થતું હોવાથી કાફિયા-વ્યવસ્થા 'હલન્તોચ્ચાર+ડું' મળે છે અને ફક્ત નવી પદ્ધતિ મુજબ જ કાફિયા અયોગ્ય ઠરે છે. અમૃત 'ઘાયલ'ના સમગ્રસંગ્રહ 'આઠોં જામ ખુમારી'માંથી આ પ્રકારની કાફિયા-વ્યવસ્થા ધરાવતી આ એકમાત્ર ગઝલ (ગીતનુમા ગઝલ) મળી છે કે જેમાં અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર કાફિયાક્ષર હોય.

એ જ રીતે 'ભટકું' – 'ખનકું' કાફિયા પરંપરાગત પદ્ધતિ મુજબ યોગ્ય ગણાશે જ્યારે નવી પદ્ધતિ મુજબ અયોગ્ય ગણાશે. પરંતુ 'ભટકું' – 'છટકું' કાફિયા બંને પદ્ધતિ મુજબ યોગ્ય ગણાશે.

પરંપરાગત પદ્ધતિ મુજબ ‘ભટકું’ – ‘ખનકું’ અથવા ‘ભટકું’ – ‘છટકું’ કાફિયામાં ‘ક’ વાદી છે. વાદી કાઢી નાખતાં બાકીનો ભાગ ‘ભટ’ – ‘ખન’ અથવા ‘ભટ’ – ‘છટ’ અર્થહીન બને છે અથવા મૂળ અર્થ બદલાઈ જાય છે. તેથી પરંપરાગત પદ્ધતિ મુજબ આ બંને પ્રકારના કાફિયા યોગ્ય જ ઠરે છે.

નવી પદ્ધતિ મુજબ ‘ભટકું’ – ‘ખનકું’ કાફિયામાં અંત્ય ‘કું’ એકસરખો હોવાથી છેલ્લેથી બીજો અક્ષર અનુક્રમે ‘ટ’ – ‘ન’ કાફિયાક્ષર છે કે જે સ્વરાંત લખાતા હોવા છતાં એનું ઉચ્ચારણ હલન્ત થાય છે અને કાફિયા અયોગ્ય ઠરે છે. પરંતુ ‘ભટકું’ – ‘છટકું’ કાફિયા નવી પદ્ધતિ મુજબ પણ યોગ્ય જ ઠરે છે કારણ કે ‘ભટકું’ – ‘છટકું’ કાફિયામાં અંત્ય ‘ટકું’ એકસરખા હોવાથી અનુક્રમે ‘ભ’ અને ‘છ’ કાફિયાક્ષર છે કે જેનો ઉચ્ચાર અકારાંત એટલે કે સ્વરાંત છે.

કાફિયા : ભટકું – ખનકું
ઉચ્ચારણ : ભટ્કું – ખન્કું
એકસરખો અંત્યાક્ષર : કું
કાફિયાક્ષર : ‘ટ્’ – ‘ન્’
કાફિયા-વ્યવસ્થા : હલન્તોચ્ચાર+કું = અયોગ્ય કાફિયા
(પરંપરાગત પદ્ધતિ મુજબ યોગ્ય કાફિયા પરંતુ નવી પદ્ધતિ મુજબ અયોગ્ય કાફિયા)

કાફિયા : ભટકું – છટકું
ઉચ્ચારણ : ભટ્કું – છટ્કું
એકસરખા અંત્યાક્ષર : ટકું = ટ્કું
કાફિયાક્ષર : ‘ભ’ – ‘છ’
કાફિયા-વ્યવસ્થા : અકાર+ટકું = અકાર+ટ્કું = યોગ્ય કાફિયા
(બંને પદ્ધતિ મુજબ યોગ્ય કાફિયા)

એ જ રીતે ‘ભટકાવી’ – ‘ખનકાવી’ અથવા ‘ભટકેલ’ – ‘ખનકેલ’ જેવા કાફિયા પરંપરાગત પદ્ધતિ મુજબ યોગ્ય ગણાશે જ્યારે નવી પદ્ધતિ મુજબ અયોગ્ય ગણાશે તથા ‘ભટકાવી’ – ‘છટકાવી’ અથવા ‘ભટકેલ’ – ‘છટકેલ’ જેવા કાફિયા બંને પદ્ધતિ મુજબ યોગ્ય ગણાશે. પરંપરાગત પદ્ધતિ અને નવી પદ્ધતિ વચ્ચેનો આ તફાવત ખાસ ધ્યાન રાખવો.

'ભટકું' – 'છટકું' પ્રકારના કાફિયાના સંદર્ભમાં અમૃત 'ઘાયલ'ની એક ગઝલનો મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પ્રસ્તુત છે કે જેમાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

શુષ્ક છું બટકું નહીં તો શું કરું!
અધવચે અટકું નહીં તો શું કરું!
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૨૮)
કાફિયા : બટકું – અટકું
કાફિયા-વ્યવસ્થા : અકાર+ટકું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ઝટકું, છટકું, ખટકું, ભટકું, લટકું, પટકું.

# કાફિયાદોષ – ૨

આ પ્રકરણમાં આપણે પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયાદોષ ગણાતો હોય પરંતુ નવી પદ્ધતિ મુજબ કાફિયાદોષ ન ગણાતો હોય એની ચર્ચા કરીશું. ઉદાહરણ તરીકે પ્રસ્તુત મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયામાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

“વાદી પ્રાસનાં તે મુખ્ય અક્ષરને કહેવામાં આવે છે કે જે શબ્દમાંથી વાદીને કાઢી નાંખવામાં આવે તો તે શબ્દ અર્થહીન, અથવા જે અર્થ માટે લાવવામાં આવ્યો છે તે અર્થ સાથે તે શબ્દનો સંબંધ ન રહે. વાદી પ્રાસનું મૂળ તત્વ છે.” પરંપરાગત પદ્ધતિ મુજબ વાદીની આ વિભાવનાને આખી ગઝલના કોઈપણ એક મતલા પૈકી ઓછામાં ઓછા એક કાફિયામાં તો સાર્થક કરવી જ પડે છે. ખાસ કરીને સ્વરાંત કાફિયાના પ્રયોગ વખતે કેટલીકવાર તો આખી ગઝલના કાફિયાને યોગ્ય ઠેરવવા આખી ગઝલના કોઈપણ એક મતલાના ફક્ત એક જ કાફિયામાં વાદીની વિભાવના સાર્થક કરવામાં આવી હોય એવું પણ જોવા મળ્યું છે. પરંતુ નવી પદ્ધતિ મુજબ કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાંખતાં બાકીના ભાગનું અર્થહીન હોવું બિલકુલ જરૂરી નથી. તેથી આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર ખરા ઊતરે છે. આખી ગઝલમાં ફક્ત મતલાના એક જ કાફિયામાં વાદીની વિભાવના સાર્થક થઈ હોય એવું એક ઉદાહરણ પ્રસ્તુત છે.

ઝેરનો તો પ્રશ્ન ક્યાં છે ઝેર તો હું <u>પી</u> ગયો,
આ બધાને એ જ વાંધો છે કે હું જી<u>વી</u> ગયો.
- ‘ખલીલ’ ધનતેજવી
(સમગ્ર ખલીલ ધનતેજવી’, પૃષ્ઠ ક્રમાંક ૮)
કાફિયા : <u>પી</u> – જી<u>વી</u>
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : તૂ<u>ટી</u>, ચૂ<u>કી</u>, ખો<u>દી</u>, સર<u>કી</u>.
કાફિયા-વ્યવસ્થા : ઈકારાંત

ઉપરોક્ત ગઝલના કાફિયામાં વાદી ‘ી’ એટલે કે ‘ઈ’ થશે. આખી ગઝલમાં મતલાના ‘પી’ કાફિયા સિવાય બધા જ કાફિયામાંથી વાદી ‘ી’ એટલે કે ‘ઈ’ કાઢી નાખતાં બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે પરંતુ ફક્ત મતલાના એક જ કાફિયા ‘પી’માંથી વાદી ‘ી’ એટલે કે ‘ઈ’ કાઢી નાખતાં બાકીનો ભાગ ‘પ’ અર્થહીન થઈ જતો હોવાથી પરંપરાગત પદ્ધતિ મુજબ આખી ગઝલના બધા જ કાફિયા યોગ્ય ઠરે છે. પરંતુ નવી પદ્ધતિ મુજબ કાફિયા-વ્યવસ્થાનો ભાગ

કાઢી નાખતાં બાકીના ભાગનું અર્થહીન હોવું જરૂરી ન હોવાથી આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર યોગ્ય ઠરે છે.

હવે મતલામાં પણ વાદીની ઉપરોક્ત વિભાવના સાર્થક થઈ ન હોય એવા ઉદાહરણ પ્રસ્તુત છે.

(૧)
રગરગ ને રોમરોમથી તૂટી જવાય છે,
તો પણ મઝાની વાત કે જીવી જવાય છે!
- 'ખલીલ' ધનતેજવી
(સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૩૨)
કાફિયા : તૂટી – જીવી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પલળી, પહોંચી, દોડી, થાકી, ડૂબી, લપસી, હાંફી, સમજી.
કાફિયા-વ્યવસ્થા : ઈકારાંત

ઉપરોક્ત ગઝલના કાફિયામાં વાદી 'ી' એટલે કે 'ઈ' થશે. આખી ગઝલના બધા જ કાફિયામાંથી વાદી 'ી' એટલે કે 'ઈ' કાઢી નાખતાં બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે અને પરંપરાગત પદ્ધતિ મુજબ આખી ગઝલના બધા જ કાફિયા અયોગ્ય ઠરે છે. પરંતુ નવી પદ્ધતિ મુજબ કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખતાં બાકીના ભાગનું અર્થહીન હોવું જરૂરી ન હોવાથી આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર યોગ્ય ઠરે છે.

(૨)
જાતમાં ભૂલા પડેલા આપણે,
ક્યાંક ત્રિભેટે મળેલા આપણે!
- 'ખલીલ' ધનતેજવી
(સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૯૫)
કાફિયા : પડેલા – મળેલા
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ખરેલા, ચડેલા, થયેલા, ઘડેલા, રચેલાં, જડેલા, નડેલા.
કાફિયા-વ્યવસ્થા : એકાર+લા

ઉપરોક્ત ગઝલના કાફિયામાં જો વાદી 'લ' ગણવામાં આવે તો આખી ગઝલના બધા જ કાફિયામાંથી વાદી 'લ' કાઢી નાખતાં બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે અને પરંપરાગત પદ્ધતિ મુજબ આખી ગઝલના બધા જ કાફિયા અયોગ્ય ઠરે છે તથા જો વાદી 'ે'

એટલે કે 'એ' ગણવામાં આવે તો આખી ગઝલના બધા જ કાફિયામાંથી વાદી 'ે' એટલે કે 'એ' કાઢી નાખતાં 'થયેલા' સિવાયના કાફિયામાં બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે. પરંતુ મતલાના બંને કાફિયામાં બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહેતો હોવાથી પરંપરાગત પદ્ધતિ મુજબ આખી ગઝલના બધા જ કાફિયા અયોગ્ય ઠરે છે. પરંતુ નવી પદ્ધતિ મુજબ કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખતાં બાકીના ભાગનું અર્થહીન હોવું જરૂરી ન હોવાથી આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર યોગ્ય ઠરે છે.

(3)

એકની મર્યાદા જ્યારે એક બીજો તોડશે,
કોઈ સૂકા હોઠ, ભીના હોઠને રગદોળશે.
- 'ખલીલ' ધનતેજવી
(સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૭)
કાફિયા : તોડશે – રગદોળશે
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : શોધશે, બોળશે, ફોડશે, ટોકશે.
કાફિયા-વ્યવસ્થા : અકાર+શે
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઓકાર+અકાર+શે

ઉપરોક્ત ગઝલના કાફિયામાં વાદી 'શ' થશે. આખી ગઝલના બધા જ કાફિયામાંથી વાદી 'શ' કાઢી નાખતાં બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે અને પરંપરાગત પદ્ધતિ મુજબ આખી ગઝલના બધા જ કાફિયા અયોગ્ય ઠરે છે. પરંતુ નવી પદ્ધતિ મુજબ કૃદંતના પ્રત્યયો શબ્દનો જ ભાગ ગણાતા હોવાથી તથા કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખતાં બાકીના ભાગનું અર્થહીન હોવું જરૂરી ન હોવાથી આખી ગઝલના બધા જ કાફિયા એકસરખા માપદંડ પર યોગ્ય ઠરે છે.

# કાફિયાદોષ – 3

આ પ્રકરણમાં આપણે પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયાદોષ ગણાતો ન હોય પરંતુ નવી પદ્ધતિ મુજબ કાફિયાદોષ ગણાતો હોવા છતાં નવી પદ્ધતિમાં એને સ્વીકાર્ય ગણી શકાય, એની ચર્ચા કરીશું. નવી પદ્ધતિમાં આ પ્રકારના કાફિયાદોષનો સ્વીકાર કઈ રીતે કરવો જોઇએ કે જેથી એ સંદર્ભમાં પરંપરાગત પદ્ધતિને પણ અનુસરી શકાય, એ પણ જોઇશું. ઉદાહરણ તરીકે પ્રસ્તુત મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયામાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

## (A)

“જે મઝા મળતી સનમની યાદમાં;
તે મઝા ક્યાંથી મળે ફર્યાદમાં.

ઉપલી કડીમાં અનુયાયી પ્રાસો છે. વાદી ‘દ’ની આગળનો કાનો અનુયાયી છે. પહેલી તૂકમાં ‘યાદ’ શબ્દ સંપૂર્ણ છે. બીજી તૂકમાં ‘યાદ’ ફર્યાદ શબ્દનો એક અર્થહીન ભાગ છે. દિલ, આદિલ, સર, અસર, લત, અદાલત, કર, શંકર, કત, હરકત, ઝર, નઝર, એવી રીતના મિલન સહિત પ્રાસો પ્રશંસ્ય પ્રાસો કહેવાય છે. એવા પ્રાસો કોઈ ગઝલમાં એક બે વારજ કહી શકાય છે. અનુક્રમે કહેવાથી એને પણ પ્રાસદોષ લાગુ પડે છે.”

- ‘ઝાર’ રાંદેરી
(શાઇરી ભાગ-૨, પૃષ્ઠ ક્રમાંક ૬૪)

યાદમાં – ફર્યાદમાં
કાફિયા-વ્યવસ્થા : આકાર+દમાં

| કાફિયા | કાફિયાક્ષર પહેલાનો કાફિયાનો અસમાન ભાગ | કાફિયાક્ષર | કાફિયાક્ષર પછીનો કાફિયાનો સમાન ભાગ |
|---|---|---|---|
| યાદમાં | * | યા (ય્+આ) | દમાં |
| ફર્યાદમાં | ફર્ | યા (ય્+આ) | દમાં |

'યાદમાં' – 'ફર્યાદમાં', બંને કાફિયામાં કાફિયાક્ષરના સ્વર 'આ' ઉપરાંત વ્યંજન 'ય' પણ એકસરખો જ છે. આપણી નવી પદ્ધતિ મુજબ "મતલાના બે કાફિયામાં કાફિયાક્ષરોના સ્વર એકસરખા અને વ્યંજન અલગઅલગ હોય છે અથવા એક સ્વર અને બીજો એ જ સ્વરયુક્ત વ્યંજન હોય છે." તેથી એક જ મતલાના બંને કાફિયામાં કાફિયાક્ષરના વ્યંજન એકસરખા હોવાથી આપણી નવી પદ્ધતિ મુજબ કાફિયાદોષ ગણાય છે. આ પ્રકારના કાફિયા પ્રયોજવામાં આવ્યા હોય એવી કેટલીક ગઝલો જોવા મળે છે.

ઉપરોક્ત વિવરણમાં 'અનુક્રમે'નો અર્થ એક મતલાના બે કાફિયા માટે છે કે અનુક્રમે બે મતલા કે બે શેર માટે છે એની સ્પષ્ટતા નથી. તેથી આપણે એક જ મતલાના બંને કાફિયામાં દિલ, આદિલ, સર, અસર, લત, અદાલત, કર, શંકર, કત, હરકત, ઝર, નઝર પ્રકારના કાફિયા પ્રયોજી શકાય પરંતુ તરતના શેરમાં આ પ્રકારના અન્ય કાફિયા પ્રયોજવા ન જોઇએ, એવું અર્થઘટન કરી લઈએ તથા આખી ગઝલમાં એક બે વાર જ આ પ્રકારના કાફિયા પ્રયોજવા જોઇએ. તેથી જો મતલાના બંને કાફિયામાં કાફિયાક્ષરોના સ્વર ઉપરાંત વ્યંજન પણ એકસરખા જ હોય તો બાકીના શેરોના કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનનું વૈવિધ્ય જળવાય રહે એનું ધ્યાન રાખવું જરૂરી છે, એવું અર્થઘટન કરી શકાય.

(૧)
છે તમારી કે ન મારી જિંદગી,
મોત કેરી છે ખુમારી જિંદગી.
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ', પૃષ્ઠ ક્રમાંક ૨૭)
કાફિયા : મારી – ખુમારી
કાફિયા-વ્યવસ્થા : આકાર+રી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : અમારી, વધારી, ઠગારી, હારી, નઠારી, વિચારી, એકધારી.

પ્રસ્તુત ગઝલના મતલાના બંને કાફિયા 'મારી' – 'ખુમારી'માં કાફિયાક્ષરના સ્વર 'આ' ઉપરાંત વ્યંજન 'મ' પણ એકસરખા જ છે. 'મારી' કાફિયા મતલા ઉપરાંત અન્ય શેરોમાં બે વાર (અલગઅલગ અર્થમાં) એટલે કે આખી ગઝલમાં કુલ ત્રણ વાર પ્રયોજવામાં આવ્યો છે, પરંતુ અનુક્રમે નહીં.

(૨)
હજુ બેમત પ્રવર્તે છે, હજુ પણ બે અલગ મત છે,
નથી નક્કી થતું ઈનામ છે કે દિલ અનામત છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૫૫)
કાફિયા : મત – અનામત
કાફિયા-વ્યવસ્થા : અકાર+ત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : રંગત, હાલત, શરીઅત, ઇબાદત, હકીકત, શિકાયત, તબીયત, મહોબત, મૈયત, ઇમારત, બાબત, રાહત.

પ્રસ્તુત ગઝલના મતલાના બંને કાફિયા 'મત' – 'અનામત'માં કાફિયાક્ષરના સ્વર 'અ' ઉપરાંત વ્યંજન 'મ' પણ એકસરખા જ છે. આખી ગઝલમાં 'મત' કે 'અનામત' કાફિયાનું પુનરાવર્તન થયું નથી તથા આખી ગઝલમાં કાફિયાક્ષરના વ્યંજન તરીકે 'મ'નું પણ પુનરાવર્તન થયું નથી.

આમ, જો મતલાના બંને કાફિયામાં કાફિયાક્ષરોના સ્વર ઉપરાંત વ્યંજન પણ ઉપરોક્ત પ્રકારે એકસરખા જ હોય તો બાકીના શેરોના કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનનું વૈવિધ્ય જળવાય રહે એનું ધ્યાન રાખીને નવી પદ્ધતિમાં પણ ઉપર દર્શાવેલ 'ઝાર' રાંદેરીના મતનો એટલે કે મતલામાં 'દિલ, આદિલ, સર, અસર, લત, અદાલત, કર, શંકર, કત, હરકત, ઝર, નઝર,' પ્રકારના કાફિયાના પ્રયોગનો સ્વીકાર કરી શકાય.

## (B)

સમય જાતાં બધું સહેવા હૃદય ટેવાઈ જાયે છે,
ગમે તેવું દુઃખી હો પણ જીવન જીવાઈ જાયે છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૭૮)
કાફિયા : ટેવાઈ – જીવાઈ
કાફિયા-વ્યવસ્થા : આકાર+ઈ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : દોરાઈ, ખાઈ, ઉશ્કેરાઈ, બોલાઈ, રંગાઈ, ભીંજાઈ, વિખરાઈ, ઓલાઈ, જોવાઈ.

પ્રસ્તુત મતલાના બંને કાફિયા 'ટેવાઈ' – 'જીવાઈ'ના એકસરખા અંત્યાક્ષરો 'વાઈ' પહેલાના અક્ષર 'ટે' અને 'જી'નો સ્વર એકસરખો ન હોવાથી એકસરખા અંત્યાક્ષરો 'વાઈ' પૈકીનો પહેલો અક્ષર એટલે કે કાફિયાનો છેલ્લેથી બીજો અક્ષર 'વા' જ બંને કાફિયામાં કાફિયાક્ષર કહેવાશે. આમ મતલાના બંને કાફિયામાં કાફિયાક્ષરોના સ્વર ઉપરાંત વ્યંજન પણ એકસરખા જ હોવા છતાં એ પહેલાના અક્ષરોના સ્વર અલગ અલગ હોવાથી નવી પદ્ધતિમાં આ પ્રકારનો કાફિયાદોષ સ્વીકાર્ય ગણી લઈએ તો પણ ચાલી જાય, પરંતુ બાકીના શેરોના કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનનું વૈવિધ્ય જળવાય રહે એનું ધ્યાન રાખવું જરૂરી છે.

## (C)

લૂંટી ગયા ગુલાબી કટોરા સબર સુદ્ધાં,
એવી સિફતથી મુજને પડી ના ખબર સુદ્ધાં.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૨૮૬)
મતલાના કાફિયા : સબર – ખબર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : કબર, અસર, નજર, ઘર, ફિકર, સર, સફર, રાહબર.
મતલાની કાફિયા-વ્યવસ્થા : અકાર+બર
આખી ગઝલની કાફિયા-વ્યવસ્થા : અકાર+ર
(રદીફ 'સુદ્ધાં'નું લગાત્મક સ્વરૂપ 'ગાગા' થાય છે જે 'લગા' સ્વરૂપે પ્રયોજવામાં આવ્યું હોવાથી છંદદોષ બને છે.)

નવી પદ્ધતિ મુજબ પ્રસ્તુત મતલાના બંને કાફિયા 'સબર' –'કબર'ના એકસરખા અંત્યાક્ષરો 'બર' પહેલાના અક્ષર 'સ' અને 'ખ'નો સ્વર 'અ' એકસરખો જ હોવાથી મતલામાં કાફિયાક્ષરો અનુક્રમે 'સ' અને 'ખ' કહેવાશે અને મતલાની કાફિયા-વ્યવસ્થા 'અકાર+બર' મળે છે. પરંતુ આખી ગઝલના અન્ય કાફિયા 'કબર' અને 'રાહબર' સિવાયના કાફિયામાં છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર 'અ' એકસરખો છે પરંતુ વ્યંજન 'બ' એકસરખો ન હોવાથી આખી ગઝલની કાફિયા-વ્યવસ્થા 'અકાર+ર' મળે છે અને મતલા પછી કાફિયા શિથિલ થઈ જાય છે. આ પ્રકારની શિથિલતા સાથે આ પ્રકારના કાફિયાનો નવી પદ્ધતિમાં સ્વીકાર કરી શકાય, પરંતુ બાકીના શેરોના કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનનું વૈવિધ્ય જળવાય રહે એનું ધ્યાન રાખવું જરૂરી છે. તેમ છતાં આ પ્રકારની કાફિયાની શિથિલતાથી જેટલું બચી શકાય એટલું વધુ સારું ગણાશે.

ઉપરોક્ત **A**, **B** અને **C** પ્રકારે મતલાના બંને કાફિયામાં કાફિયાક્ષરોના વ્યંજન એકસરખા જ હોય તો બાકીના મતલામાં અને બાકીના અન્ય શેરોના કાફિયામાં કાફિયાક્ષરોના વ્યંજનનું વૈવિધ્ય જાળવીને ઉપરોક્ત **A**, **B** અને **C** પ્રકારના કાફિયાદોષને નવી પદ્ધતિમાં પણ સ્વીકાર્ય બનાવી શકાય છે. ગઝલના મતલા સિવાયના અન્ય શેરોમાં પણ કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનનું જેટલું વધુ વૈવિધ્ય જાળવવામાં આવે એટલું વધુ સારું ગણાશે.

# કાફિયાદોષ – ૪

મોટેભાગે જોડાક્ષર અને અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષરના પ્રયોગવાળા કાફિયામાં જ વધુ કાફિયાદોષ જોવા મળતો હોય છે. આ ઉપરાંત સ્વરાંત કાફિયા તરીકે અકારાંત કાફિયાના પ્રયોગને કારણે પણ કાફિયા અયોગ્ય ઠરે છે. મોટેભાગે આ પ્રકારના કાફિયાદોષ પરંપરાગત પદ્ધતિ અને નવી પદ્ધતિ, એમ બંને પદ્ધતિ મુજબ કાફિયાને અયોગ્ય બનાવે છે. આ પ્રકરણમાં આપણે પરંપરાગત પદ્ધતિ અને નવી પદ્ધતિ, એમ બંને પદ્ધતિ મુજબ આ પ્રકારના કાફિયાદોષ ગણાય એવી કાફિયા-વ્યવસ્થાની ચર્ચા કરીશું. આ પ્રકરણમાં કાફિયાદોષ દર્શાવવા જે ગઝલકારની ગઝલના મતલા ઉદાહરણ તરીકે પ્રસ્તુત કર્યા છે એ જ ગઝલકારના એ જ પ્રકારના કાફિયાદોષ વગરની ગઝલના મતલા પણ ઉદાહરણ તરીકે પ્રસ્તુત કર્યા છે. કાફિયાદોષ દર્શાવવાનો હેતુ કોઈપણ ગઝલકારને કે એની પ્રતિષ્ઠાને કોઈપણ પ્રકારની ઠેસ પહોંચાડવાનો નથી જ નથી. ગુજરાતી ગઝલકારોની હાલની અને આવનારી પેઢી ગઝલમાં કાફિયા-વ્યવસ્થાને સરળતાથી સમજી શકે તથા એમની ગઝલો કાફિયાદોષથી મુક્ત હોય એ જ કાફિયાદોષની ચર્ચાનો મુખ્ય હેતુ છે.

(૧/૧)
ગમે તેવું વળતર મળ્યું તે ખરું,
કર્યું કામ જે થઈ શક્યું તે ખરું.
- 'ખલીલ' ધનતેજવી
(સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૧૧)
કાફિયા : મળ્યું – શક્યું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : લખ્યું, ગમ્યું, ભર્યું, વધ્યું.
કાફિયા-વ્યવસ્થા : જોડાક્ષર+યું = અયોગ્ય કાફિયા

ઉપરોક્ત ઉદાહરણમાં જોડાક્ષર અલગઅલગ હોવાથી મૂળ શબ્દનો ભાગ હોવા છતાં એને વાદી ગણી શકાય નહીં, તેથી વાદી 'ય' ગણાશે અને એના પહેલાના જોડાક્ષર બંધ ગણાશે. બંધ પણ વાદીની માફક દરેક કાફિયામાં એકસરખા જ હોવા જોઇએ પરંતુ અહીં અલગઅલગ હોવાથી પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. કાફિયાક્ષર તરીકે જોડાક્ષર હોવાથી નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા અયોગ્ય ઠરે છે.

(૧/૨)
આ હૃદયનું સ્થાન પણ ઓછું પડ્યું,
શ્વાસમાં જખ્મોનું સરનામું જડ્યું!
- 'ખલીલ' ધનતેજવી
(સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૧૧)
કાફિયા : પડ્યું – જડ્યું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : નડ્યું, ચડ્યું, અડ્યું.
કાફિયા-વ્યવસ્થા : અકાર+ડ્યું

ઉપરોક્ત ઉદાહરણમાં જોડાક્ષર એકસરખો હોવાથી અને મૂળ શબ્દનો જ ભાગ હોવાથી વાદી 'ડ્' ગણાશે. વાદી કાઢી નાંખતા બાકીનો ભાગ અર્થહીન પણ બને છે તેથી પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા યોગ્ય ઠરે છે. જોડાક્ષર એકસરખા હોવાથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર પહેલાના અકારાંત અક્ષરો આવે છે અને નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા યોગ્ય ઠરે છે.

(૨/૧)
જાય છે એ મોસમો ઝટ પાછી વળતી કાં નથી,
પાનખર જેવી ઋતુ જલ્દી બદલતી કાં નથી!
- 'ખલીલ' ધનતેજવી
(સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૨૦૧)
કાફિયા : વળતી – બદલતી
ઉચ્ચારણ : વળ્તી – બદલ્તી
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પકડતી, વરસતી, સળગતી, ચમકતી સમજતી, સરકતી.
ઉચ્ચારણ : પકડ્તી, વરસ્તી, સળગ્તી, ચમક્તી સમજ્તી, સરક્તી.
કાફિયા-વ્યવસ્થા : હલન્તોચ્ચાર+તી = અયોગ્ય કાફિયા

ઉપરોક્ત ઉદાહરણમાં મૂળ શબ્દની પાછળ 'તી' પ્રત્યય લાગેલો છે. મૂળ શબ્દોનો અંત્યાક્ષર અલગઅલગ હોવાથી વાદી 'ત' (પ્રત્યયમાંથી) ગણાશે. જો કાફિયામાંથી વાદીનો ભાગ કાઢી નાંખવામાં આવે તો બધા જ કાફિયામાં બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે અને પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. કાફિયામાં છેલ્લો અક્ષર 'તી' એકસરખો હોવાથી એના પહેલાના એટલે કે કાફિયાના છેલ્લેથી બીજા અક્ષરો કાફિયાક્ષરો બને છે કે જે સ્વરાંત એટલે કે અકારાંત લખાતા હોવા છતાં એનું ઉચ્ચારણ તો હલન્ત જ થાય છે. આમ

અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષરો કાફિયાક્ષરો હોવાથી નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા અયોગ્ય ઠરે છે.

(૨/૨)
હવાનો હાથ ઝાલીને રખડતાં આવડી ગ્યું છે,
મને ખુશબૂની દુખતી રગ પકડતાં આવડી ગ્યું છે.
- 'ખલીલ' ધનતેજવી
(સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૧૮)
કાફિયા : રખડતાં – પકડતાં
ઉચ્ચારણ : રખડ્તાં – પકડ્તાં
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ચડતાં, અડતાં, રડતાં.
ઉચ્ચારણ : ચડ્તાં, અડ્તાં, રડ્તાં.
કાફિયા-વ્યવસ્થા : અકાર+ડતાં = અકાર+ડ્તાં

ઉપરોક્ત ઉદાહરણમાં મૂળ શબ્દની પાછળ 'તાં' પ્રત્યય લાગેલો છે. મૂળ શબ્દોનો અંત્યાક્ષર એકસરખો જ હોવાથી વાદી 'ડ' (મૂળ શબ્દમાંથી) ગણાશે. જો કાફિયામાંથી વાદીનો ભાગ કાઢી નાંખવામાં આવે તો બધા જ કાફિયામાં બાકીનો ભાગ અર્થહીન થઈ જાય છે અને પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા યોગ્ય ઠરે છે. કાફિયામાં છેલ્લા બે અક્ષરો 'ડતાં' એકસરખા હોવાથી એના પહેલાના એટલે કે કાફિયાના છેલ્લેથી ત્રીજા અક્ષરો કાફિયાક્ષરો બને છે કે જે અકારાંત છે. આમ અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષરો એકસરખા હોવાથી એના પહેલાના સ્વરાંત ઉચ્ચારાતા અક્ષરો કાફિયાક્ષરો બને છે અને નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા યોગ્ય ઠરે છે.

(૩/૧)
બસ રાત ને દિવસ અહીં દોડ્યા કરે સમય
ઘડિયાળના કાંટા ઉપર હાંફ્યા કરે સમય
- મનોજ ખંડેરિયા
('વરસોનાં વરસ લાગે', પૃષ્ઠ ક્રમાંક ૩૨)
કાફિયા : દોડ્યા – હાંફ્યા
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : જોયા, થોભ્યા, ચાવ્યા.
કાફિયા-વ્યવસ્થા : (?)
(સાની મિસરામાં છંદદોષ છે.)

ઉપરોક્ત ઉદાહરણમાં ફક્ત અંત્યાક્ષર 'યા' જ એકસરખો છે તથા એના પહેલાના જોડાક્ષર અલગઅલગ છે અને 'જોયા' કાફિયામાં તો જોડાક્ષર પણ નથી. આ ઉપરાંત જોડાક્ષર પહેલાના અક્ષરના સ્વર પણ 'ઓ' અથવા 'આ' હોવાથી એમાં પણ સમાનતા દેખાતી નથી. તેથી પરંપરાગત પદ્ધતિ મુજબ 'ય'ને વાદી ગણવામાં આવે તો એના પહેલાના જોડાક્ષર એટલે કે યુક્ત અનુયાયીમાં કોઈ જ સમાનતા નથી અને એના પહેલાના દીર્ઘ સ્વર એટલે કે અનુયાયીમાં પણ કોઈ જ સમાનતા નથી. તેથી પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. વળી બધા જ કાફિયામાંથી વાદી કાઢી નાંખવામાં આવે તો બાકીનો ભાગ મૂળ અર્થ સહિત બાકી રહે છે એ કારણે પણ પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે.

ફક્ત મતલાની જ વાત કરીએ તો મતલાના બંને કાફિયામાં અંત્યાક્ષર 'યા' એકસરખો જ છે પરંતુ એના પહેલાના જોડાક્ષર અલગઅલગ હોવાથી જોડાક્ષર જ કાફિયાક્ષર બને છે અને નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા અયોગ્ય ઠરે છે. બધા જ કાફિયામાં જોડાક્ષર અલગઅલગ છે અને 'જોયા' કાફિયામાં તો જોડાક્ષર પણ નથી.

(૩/૨)
તળેટી જતાં એવું લાગ્યા કરે છે
હજી ક્યાંક કરતાલ વાગ્યા કરે છે
- મનોજ ખંડેરિયા
('વરસોનાં વરસ લાગે', પૃષ્ઠ ક્રમાંક ૨૨૧)
કાફિયા : લાગ્યા – વાગ્યા
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : જાગ્યા, માગ્યા, ભાગ્યા.
કાફિયા-વ્યવસ્થા : આકાર+ગ્યા

ઉપરોક્ત ઉદાહરણમાં અંત્યાક્ષર 'યા', એના પહેલાનો જોડાક્ષર 'ગ્' અને એ બંને પહેલાના અક્ષરનો સ્વર 'આ' એકસરખો જ છે. તેથી વાદી 'ગ્' (મૂળ શબ્દમાંથી) અને અનુયાયી 'આ' કહેવાશે. બધા જ કાફિયામાંથી વાદી 'ગ્' કાઢી નાંખવામાં આવે તો બાકીનો ભાગ અર્થહીન બને છે અથવા મૂળ અર્થ બદલાય જાય છે. તેથી પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા યોગ્ય ઠરે છે. જોડાક્ષર એકસરખા હોવાથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર પહેલાના આકારાંત અક્ષરો આવે છે અને નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા યોગ્ય ઠરે છે.

(૪/૧)
ઝળહળ ઝબાક ઝળહળ અજવાશ જેવું શું છે
આ બંધ દ્વાર પાછળ અહસાસ જેવું શું છે
- મનોજ ખંડેરિયા
('વરસોનાં વરસ લાગે', પૃષ્ઠ ક્રમાંક ૨૦૪)
કાફિયા : અજવાશ – અહસાસ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પ્યાસ, વાસ, આભાસ, ઘાસ, સંકડાશ, રાસ, ઇતિહાસ.
કાફિયા-વ્યવસ્થા : આકાર+સ

ઉપરોક્ત ઉદાહરણમાં પરંપરાગત પદ્ધતિ મુજબ વાદી 'સ' છે અને નવી પદ્ધતિ મુજબ કાફિયાક્ષર પછીનો એકસરખો અક્ષર 'સ' છે. 'અજવાશ' અને 'સંકડાશ' કાફિયામાં 'સ'ને બદલે 'શ' હોવાથી બંને પદ્ધતિ મુજબ ફક્ત એ બે કાફિયા જ અયોગ્ય ઠરે છે.

(૪/૨)
આ સફર ડૂકી શ્વાસ લેવામાં
માટીનો મત્ત વાસ લેવામાં
- મનોજ ખંડેરિયા
('વરસોનાં વરસ લાગે', પૃષ્ઠ ક્રમાંક ૨૨૬)
કાફિયા : શ્વાસ – વાસ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પ્યાસ, ઉકાસ, સુવાસ, રાસ.
કાફિયા-વ્યવસ્થા : આકાર+સ

ઉપરોક્ત ઉદાહરણના બધા જ કાફિયામાં પરંપરાગત પદ્ધતિ મુજબ વાદી 'સ' છે અને નવી પદ્ધતિ મુજબ કાફિયાક્ષર પછીનો એકસરખો અક્ષર 'સ' છે. કોઈપણ કાફિયામાં એકસરખા અંત્યાક્ષર 'સ'ના સ્થાન પર 'શ' કે 'ષ'નો પ્રયોગ થયો ન હોવાથી બંને પદ્ધતિ મુજબ આખી ગઝલના બધા જ કાફિયા યોગ્ય ઠરે છે.

(૫/૧)
મનહર છબી લટકતી રહી'તી જે સ્થાન પર
ખીલી જ રહી ગઈ છે હવે એ દીવાલ પર
- મનોજ ખંડેરિયા
('વરસોનાં વરસ લાગે', પૃષ્ઠ ક્રમાંક ૯)
કાફિયા : સ્થાન – દીવાલ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ડાળ, ફૂટપાથ, ભૂતકાળ, ગામ.
કાફિયા-વ્યવસ્થા : અકારાંત = અયોગ્ય કાફિયા
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+અકાર = અયોગ્ય કાફિયા

ફક્ત અકારાંત સમાનતા ધરાવતા કાફિયામાં વાદી નક્કી થઈ શકતો ન હોવાથી પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. કોઈપણ વ્યંજન અકારાંત જ ઉચ્ચારાતો હોવાથી નવી પદ્ધતિ મુજબ પણ સ્વરાંત કાફિયા તરીકે ફક્ત અકારાંત સમાનતા ધરાવતા કાફિયા અયોગ્ય જ ગણાશે. ઉપરોક્ત ઉદારહરણમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા પણ નિભાવવામાં આવી હોવા છતાં સ્વરાંત કાફિયા તરીકે ફક્ત અકારાંત સમાનતાને કારણે બંને પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે.

(૫/૨)
આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના
ફૂલો એ બીજું કૈં નથી, પગલાં વસંતનાં
- મનોજ ખંડેરિયા
('વરસોનાં વરસ લાગે', પૃષ્ઠ ક્રમાંક ૨૦)
કાફિયા : રસ્તા – પગલાં
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : નક્શા, ફાંટા, આંબા, છાંટા, તડકા.
કાફિયા-વ્યવસ્થા : આકારાંત

ગુજરાતી ગઝલોમાં રદીફ-કાફિયામાં અનુનાસિક અનુસ્વારની છૂટ લઈ શકાતી હોવાથી ઉપરોક્ત ગઝલમાં વાદી 'ા' એટલે કે 'આ' થશે. મતલાના બંને કાફિયામાંથી વાદી કાઢી નાખતાં બાકીનો ભાગ અર્થહીન બને છે અને પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા યોગ્ય ઠરે છે. કાફિયાના અંત્યાક્ષરમાં આકારાંત સમાનતા હોવાથી સ્વરાંત કાફિયા તરીકે નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા યોગ્ય ઠરે છે.

(૬/૧)
બાકી બાકી કહેતાં અહીંયાં બરફ મળે છે,
ના બાકીની વાત ઓર છે, અફર મળે છે.
- શ્યામ સાધુ
('સુખનવર શ્રેણી', પૃષ્ઠ ક્રમાંક ૨૪)
કાફિયા : બરફ – અફર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : તરત, સમય, અલગ, વરસ.
કાફિયા-વ્યવસ્થા : હલન્તોચ્ચારાંત = અયોગ્ય કાફિયા

ઉપરોક્ત ઉદાહરણના કાફિયામાં અંત્યાક્ષર અલગઅલગ છે કે જે અકારાંત લખાતો હોવા છતાં એનું ઉચ્ચારણ તો હલન્ત જ થાય છે. તેથી વાદી નક્કી થઈ શકતો નથી અને પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા અયોગ્ય ઠરે છે. અંત્યાક્ષર અલગઅલગ છે અને એ અકારાંત લખાતો હોવા છતાં એનું ઉચ્ચારણ તો હલન્ત જ થતું હોવાથી હલન્તોચ્ચાર ધરાવતો અંત્યાક્ષર જ કાફિયાક્ષર બને છે, તેથી નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા અયોગ્ય ઠરે છે.

(૬/૨)
તારા સ્મરણની એમ કૈં એવી અસર પડી,
ફૂલોની વચ્ચે જાણે કે મારી સફર પડી!
- શ્યામ સાધુ
('સુખનવર શ્રેણી', પૃષ્ઠ ક્રમાંક ૧૬)
કાફિયા : અસર – સફર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : વગર, નગર, નજર, ખબર.
કાફિયા-વ્યવસ્થા : અકાર+ર
અતિયુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+અકાર+ર
('કંઈ'નું લગાત્મક સ્વરૂપ 'લગા' થાય છે કે જે 'કૈં' ઉચ્ચાર સાથે 'ગા' સ્વરૂપે પ્રયોજી શકાય પરંતુ 'કૈં'ને 'લ' સ્વરૂપે પ્રયોજી શકાય નહીં, તેથી એટલો છંદદોષ છે.)

ઉપરોક્ત ઉદાહરણના કાફિયામાં અંત્યાક્ષર 'ર' એકસરખો જ છે, જે વાદી ગણાશે અને એના પહેલાનો અક્ષર હ્રસ્વ સ્વરાંત એટલે કે અકારાંત હોવાથી પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા યોગ્ય ઠરે છે. બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'ર' એકસરખો જ હોવાથી એના પહેલાના અકારાંત અક્ષરો કાફિયાક્ષર બને છે, તેથી નવી પદ્ધતિ મુજબ પણ કાફિયા યોગ્ય ઠરે છે. નવી પદ્ધતિ મુજબ તો ઉપરોક્ત ઉદાહરણમાં અતિયુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવી છે.

(૭/૧)
ક્યાં હવે અન્યત્ર તું સર્વત્ર છે,
તું જ જાણે અત્ર છે તું તત્ર છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૩૭)
કાફિયા : સર્વત્ર – તત્ર
કાફિયા-વ્યવસ્થા : અકાર+ત્ર
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : નક્ષત્ર, એકત્ર, બીલીપત્ર, શસ્ત્ર, ઓળખપત્ર, વસ્ત્ર, મંગળસત્ર.

બારીકાઈથી નિરીક્ષણ કરતાં જણાશે કે ઉપરોક્ત ગઝલમાં 'શસ્ત્ર' અને 'વસ્ત્ર' કાફિયા બંને પદ્ધતિ મુજબ અયોગ્ય ઠરે છે.

સૌપ્રથમ પરંપરાગત પદ્ધતિ મુજબ કઈ રીતે અયોગ્ય ઠરે એ જોઇએ.

| કાફિયા | બંધ પહેલાનો હ્રસ્વ સ્વરાંત અક્ષર (અકારાંત અક્ષર) | બંધ (જોડાક્ષર) | વાદી |
|---|---|---|---|
| સર્વત્ર | વ | ત્ | ર |
| તત્ર | ત | ત્ | ર |
| શસ્ત્ર | શ | સ્ત્ | ર |
| વસ્ત્ર | વ | સ્ત્ | ર |

"પ્રાસમાં વાદીની પૂર્વે અનુયાયી વગર જે અર્ધ અક્ષર આવે તે બંધ કહેવાય છે. બંધ અક્ષરની પહેલાં જે અક્ષર હશે તે જો હ્રસ્વ 'ઇ', હ્રસ્વ 'ઉ' કે હ્રસ્વ 'અ' હશે તો તેને દરેક પ્રાસમાં તેના તે જ સ્વરૂપે લાવવો પડે છે."
- 'ઝાર' રાંદેરી

'શસ્ત્ર' અને 'વસ્ત્ર' સિવાયના મતલા સહિતના આખી ગઝલના કાફિયામાં બંધ 'ત્' જ છે જ્યારે 'શસ્ત્ર' અને 'વસ્ત્ર' કાફિયામાં બંધ બદલાઈને 'સ્ત્' થઈ જાય છે. તેથી ઉપરોક્ત ગઝલમાં પરંપરાગત પદ્ધતિ મુજબ ફક્ત 'શસ્ત્ર' અને 'વસ્ત્ર' કાફિયા જ અયોગ્ય ઠરે છે.

ઉપરોક્ત ગઝલમાં 'શસ્ત્ર' અને 'વસ્ત્ર' કાફિયા નવી પદ્ધતિ મુજબ પણ અયોગ્ય ઠરે છે કારણ કે એમાં જોડાક્ષર 'ત્' ઉપરાંત એના પહેલા વધારાનો જોડાક્ષર 'સ્' પણ છે અને એની કાફિયા-

વ્યવસ્થા 'અકાર+સ્ત્ર' થાય છે. આમ 'શસ્ત્ર' અને 'વસ્ત્ર' સિવાયના મતલા સહિતના આખી ગઝલના કાફિયાની કાફિયા-વ્યવસ્થા 'અકાર+ત્ર' છે પરંતુ 'શસ્ત્ર' અને 'વસ્ત્ર' કાફિયાની કાફિયા-વ્યવસ્થા બદલાઈને 'અકાર+સ્ત્ર' થઈ જાય છે અને નવી પદ્ધતિ મુજબ પણ ફક્ત 'શસ્ત્ર' અને 'વસ્ત્ર' કાફિયા જ અયોગ્ય ઠરે છે.

(૭/૨)
કીર્તિવશ છું તેમના યશગ્રસ્ત છું,
રાજસી રેખા વિનાનો હસ્ત છું.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૩૬)
કાફિયા : યશગ્રસ્ત – હસ્ત
કાફિયા-વ્યવસ્થા : અકાર+સ્ત
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : અસ્ત, બંદોબસ્ત, ચિંતાગ્રસ્ત, મસ્ત, તંદુરસ્ત, ત્રસ્ત, ધ્વસ્ત, વિશ્વસ્ત, ચેવસ્ત, વ્યસ્ત.

ઉપરોક્ત ઉદાહરણમાં અંત્યાક્ષર 'ત' વાદી છે અને જોડાક્ષર 'સ્' બંધ છે. વાદી 'ત' અને બંધ 'સ્' બધા જ કાફિયામાં એકસરખા જ છે તથા એના પહેલાનો અક્ષર બધા જ કાફિયામાં હ્રસ્વ 'અ' એટલે કે અકારાંત છે. આ ઉપરાંત બધા જ કાફિયામાંથી વાદી કાઢી નાંખવામાં આવે તો બાકીનો ભાગ અર્થહીન બને છે અથવા મૂળ અર્થ બદલાય જાય છે. તેથી પરંપરાગત પદ્ધતિ મુજબ કાફિયા યોગ્ય ઠરે છે. જોડાક્ષર 'સ્' બધા જ કાફિયામાં એકસરખો હોવાથી એના પહેલાના અકારાંત અક્ષરો કાફિયાક્ષરો બને છે અને આખી ગઝલના બધા જ કાફિયા નવી પદ્ધતિ મુજબ પણ યોગ્ય ઠરે છે.

કાફિયાદોષની ચર્ચાને હજુ વિસ્તૃત કરી શકાય એમ હોવા છતાં મોટેભાગે જે પ્રકારના કાફિયાદોષ જોવા મળતા હોય છે, એની ઉપરોક્ત ચર્ચા પછી કાફિયાદોષની ચર્ચાને વિરામ આપું છું.

કાફિયાદોષની ચર્ચા માટે મેં જે જે ગઝલકારોની ગઝલોના મતલા પ્રસ્તુત કર્યા છે એ બધા જ ગઝલકારો મારા માટે આદરણીય રહ્યા છે અને રહેશે. ગુજરાતી ગઝલકારોની હાલની અને આવનારી પેઢી ગઝલમાં કાફિયા-વ્યવસ્થાને સરળતાથી સમજી શકે તથા એમની ગઝલો કાફિયાદોષથી મુક્ત હોય એ જ કાફિયાદોષની ચર્ચાનો મુખ્ય હેતુ છે.

# વિશિષ્ટ પ્રયોગ

અંતે આ પ્રકરણમાં કેટલાંક વિશિષ્ટ પ્રયોગવાળા ઉદાહરણો પ્રસ્તુત છે. નવી પદ્ધતિ મુજબ જોઇએ તો કેટલાંક ઉદાહરણોમાં અમુક કાફિયામાં તો કાફિયાક્ષર અલગ શબ્દમાં અને કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો અલગ શબ્દમાં વહેંચાઈ ગયેલા જોવા મળે છે અને પરંપરાગત પદ્ધતિ મુજબ જોઇએ તો અમુક કાફિયામાં અનુયાયી અલગ શબ્દમાં અને વાદી અલગ શબ્દમાં વહેંચાઈ ગયેલા જોવા મળે છે. પ્રસ્તુત ઉદાહરણોમાં મતલા અને ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયામાં કાફિયાક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

(૧)
કૈં દિવસના, કે મળે છે રાતના;
છે પ્રકારો પણ ઘણા આઘાતના.
જો અમારી જાત ખત્તા ખાત ના,
તો જીવન શું ચીજ છે સમજાત ના.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૩૯)
પહેલા મતલાના કાફિયા : રાતના – આઘાતના
બીજા મતલાના કાફિયા : ખાત ના – સમજાત ના
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : થાત ના, વાત ના, મ્હોલાતના, પકડાત ના.
આખી ગઝલની કાફિયા-વ્યવસ્થા : આકાર+તના

પહેલા મતલામાં 'ના' શબ્દોનો જ ભાગ જણાતો હોવા છતાં વિભક્તિનો પ્રત્યય હોવાથી રદીફનો જ ભાગ ગણાશે જ્યારે બીજા મતલામાં 'ના' નકાર સ્વરૂપે હોવાથી અલગ જ લખાયો છે અને એ પણ રદીફનો જ ભાગ ગણાશે. આમ આખી ગઝલમાં 'ના' રદીફ જ હોવા છતાં કોઈકવાર વિભક્તિના પ્રત્યય સ્વરૂપે તો કોઈકવાર નકાર સ્વરૂપે પ્રયોજવામાં આવ્યો છે.

(૨)

જે ન સમજે દરઅસલ છે પાપ શું!
પાપનો કરશે એ પશ્ચાતાપ શું!
તાપણું ક્યાં છે જ કે જઈ તાપશું!
ઠાર જો પડશે તો પડખું આપશું.
આપ કહેશો તો ગઝલ આલાપશું,
આપ 'ના' કહેશો તો રસ્તો માપશું.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૪૨)
પહેલા મતલાના કાફિયા : પાપ શું – પશ્ચાતાપ શું
બીજા મતલાના કાફિયા : તાપશું – આપશું
ત્રીજા મતલાના કાફિયા : આલાપશું – માપશું
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : છાપશું, કાપશું, ટાંપશું.
આખી ગઝલની કાફિયા-વ્યવસ્થા : આકાર+પશું

પહેલા મતલામાં 'શું' પ્રશ્નાર્થ સ્વરૂપે હોવાથી રદીફનો ભાગ ગણાશે જ્યારે બાકીના મતલા અને અન્ય શેરોમાં 'શું' કૃદંતનો પ્રત્યય હોવાથી કાફિયાનો જ ભાગ ગણાશે.

(3)

સંભાવનાની ધારણે ઊભા રહ્યા છીએ,
અંદરથી બંધ બારણે ઊભા રહ્યા છીએ.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૫૯)
કાફિયા : ધારણે - બારણે
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ભારણે, તારણે, ધોરધારણે, સદા રણે, બારણે, કારણે.
કાફિયા-વ્યવસ્થા : આકાર+રણે

નવી પદ્ધતિ મુજબ 'સદા રણે' કાફિયામાં કાફિયાક્ષર 'દા' અલગ શબ્દમાં અને કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો 'રણે' અલગ શબ્દમાં વહેંચાઈ ગયા છે.

(૪)
નીકળવા કરું તો મને જીવ રોકે,
અને દ્વાર મૃત્યુ લગાતાર ઠોકે.
થશે ના કશો ફાયદો એમ જો કે,
એ જાણું છતાં કંઠી ઘાલું છું ડોકે.
કરી મેલ્યું છે આવું વરસોથી કોકે,
હસું ના હસું ત્યાં જ છલકાઉં શોકે.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૩૯૪)
પહેલા મતલાના કાફિયા : રોકે – ઠોકે
બીજા મતલાના કાફિયા : જો કે – ડોકે
ત્રીજા મતલાના કાફિયા : કોકે – શોકે
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ટોકે, ચોકે, લોકે, પોકેપોકે, મોકે.
કાફિયા-વ્યવસ્થા : ઓકાર+કે

નવી પદ્ધતિ મુજબ 'જો કે' કાફિયામાં કાફિયાક્ષર 'જો' અલગ શબ્દમાં અને કાફિયાક્ષર પછીનો એકસરખો અક્ષર 'કે' અલગ શબ્દમાં વહેંચાઈ ગયા છે. પરંપરાગત પદ્ધતિ મુજબ વાદી 'ક' થશે અને એના પહેલાના અક્ષરનો સ્વર 'ઓ' અનુયાયી થશે કે જે 'જો કે' કાફિયામાં અલગઅલગ શબ્દોમાં વહેંચાઈ ગયા છે.

(૫)
દિલ મારું દર્દ વિશ્વનાં ઝીલે તો શું થયું?
તરણાંનો બોજ મેરુ સહી લે તો શું થયું?
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ' પૃષ્ઠ ક્રમાંક ૩૫૦)
કાફિયા : ઝીલે – સહી લે
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+લે
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : પી લે, ખીલે, ખમી લે, ભરી લે, કરી લે.

મતલામાં 'ઝીલે' કાફિયામાં 'લે' શબ્દનો જ ભાગ છે જ્યારે 'સહી લે' કાફિયામાં 'લે' અલગ શબ્દ સ્વરૂપે છે. આખી ગઝલમાં 'ઝીલે' અને 'ખીલે' કાફિયામાં 'લે' શબ્દના ભાગ સ્વરૂપે જ છે જ્યારે એ સિવાયના બધા જ કાફિયામાં 'લે' અલગ શબ્દ સ્વરૂપે છે.

(૬)

રાગ કેરી પ્યાલીમાં, ત્યાગની સુરા પીને, લો અમે તો આ ચાલ્યા!
જિંદગીની મસ્તીને આત્મ-ભાન આપીને, લો અમે તો આ ચાલ્યા!
બુદ્ધિ કેરી વીણા પર લાગણી આલાપીને, લો અમે તો આ ચાલ્યા!
દર્દહીન દુનિયામાં દિલનું મૂલ્ય સ્થાપીને, લો અમે તો આ ચાલ્યા!
સૃષ્ટિના કણે કણમાં સૂર્ય જેમ વ્યાપીને, લો અમે તો આ ચાલ્યા!
જ્ઞાન કેરા ગજ દ્વારા કુલ જહાન માપીને, લો અમે તો આ ચાલ્યા!
- 'શૂન્ય' પાલનપુરી
('શૂન્યની સૃષ્ટિ' પૃષ્ઠ ક્રમાંક ૩૨૯)

પહેલા મતલાના કાફિયા : સુરા પીને – આપીને
બીજા મતલાના કાફિયા : આલાપીને – સ્થાપીને
ત્રીજા મતલાના કાફિયા : વ્યાપીને – માપીને
કાફિયા-વ્યવસ્થા : આકાર+પીને
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : છાપીને, ઉથાપીને, કાપીને.

નવી પદ્ધતિ મુજબ 'સુરા પીને' કાફિયામાં કાફિયાક્ષર 'રા' અલગ શબ્દમાં અને કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો 'પીને' અલગ શબ્દમાં વહેંચાઈ ગયા છે. પરંપરાગત પદ્ધતિ મુજબ વાદી 'પ' થશે અને એના પહેલાના અક્ષરનો સ્વર 'આ' અનુયાયી થશે કે જે 'સુરા પીને' કાફિયામાં અલગઅલગ શબ્દોમાં વહેંચાઈ ગયા છે.

(૭)

સન્નાટા ઘરમાં આમ કદી સંભળાય ના,
પગલાંના આ ધ્વનિ છે તમારી વિદાયના.
ના, એવું દર્દ હોય મહોબ્બત સિવાય ના,
સોચો તો લાખ સૂઝે કરો તો ઉપાય ના.
- 'મરીઝ'
('સમગ્ર મરીઝ', પૃષ્ઠ ક્રમાંક ૨૧૧)
પહેલા મતલાના કાફિયા : સંભળાય ના – વિદાયના
બીજા મતલાના કાફિયા : સિવાય ના – ઉપાય ના
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : ગાય ના, જાય ના, શકાય ના, લખાય ના, સહાય ના,
થાય ના, રડાય ના, આયના.
આખી ગઝલની કાફિયા-વ્યવસ્થા : આકાર+યના

પહેલા મતલાના પહેલા કાફિયામાં 'ના' નકાર સ્વરૂપે છે અને બીજા કાફિયામાં 'ના' વિભક્તિના પ્રત્યય સ્વરૂપે છે. બીજા મતલાના બંને કાફિયામાં 'ના' નકાર સ્વરૂપે છે. ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા પૈકી 'આયના' કાફિયામાં 'ના' શબ્દના ભાગ સ્વરૂપે જ છે અને બાકીના કાફિયામાં 'ના' નકાર સ્વરૂપે છે. આમ એક જ ગઝલમાં 'ના' નકાર સ્વરૂપે (અલગ શબ્દ સ્વરૂપે), વિભક્તિના પ્રત્યય સ્વરૂપે (શબ્દની સાથે જોડીને) અને શબ્દના ભાગ સ્વરૂપે પ્રયોજવામાં આવ્યો છે.

(૮)

હૈયાને ઢબૂરે છે વિધાતા ય એ રીતે;
દુઃખદર્દ ભરી દે છે ન દેખાય એ રીતે.
પૂર્યું કશું પારા સમું પુરાય એ રીતે;
કહી દીધું : હવે સાચવો સચવાય એ રીતે.
- 'ગની' દહીંવાલા
('હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે', પૃષ્ઠ ક્રમાંક ૨૬૬)
પહેલા મતલાના કાફિયા : વિધાતા ય – દેખાય
બીજા મતલાના કાફિયા : પુરાય – સચવાય
કાફિયા-વ્યવસ્થા : આકાર+ય
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સમેટાય, વેરાય, બોલાય, સમુદાય.

નવી પદ્ધતિ મુજબ 'વિધાતા ય' કાફિયામાં કાફિયાક્ષર 'તા' અલગ શબ્દમાં અને કાફિયાક્ષર પછીનો એકસરખો અક્ષર 'ય' અલગ શબ્દમાં વહેંચાઈ ગયા છે. પરંપરાગત પદ્ધતિ મુજબ વાદી 'ય' થશે અને એના પહેલાના અક્ષરનો સ્વર 'આ' અનુયાયી થશે કે જે 'વિધાતા ય' કાફિયામાં અલગઅલગ શબ્દોમાં વહેંચાઈ ગયા છે.

(૯)
હાથ શું ઓચિંતી એવી ચીજ થઈ
આ હથેળી આયના જેવી જ થઈ
- મનોજ ખંડેરિયા
('વરસોનાં વરસ લાગે', પૃષ્ઠ ક્રમાંક ૨૧૯)
કાફિયા : ચીજ – જેવી જ
કાફિયા-વ્યવસ્થા : ઈકાર+જ
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : વીજ, બીજ, તાવીજ.

નવી પદ્ધતિ મુજબ 'જેવી જ' કાફિયામાં કાફિયાક્ષર 'વી' અલગ શબ્દમાં અને કાફિયાક્ષર પછીનો એકસરખો અક્ષર 'જ' અલગ શબ્દમાં વહેંચાઈ ગયા છે. પરંપરાગત પદ્ધતિ મુજબ વાદી 'જ' થશે અને એના પહેલાના અક્ષરનો સ્વર 'ઈ' અનુયાયી થશે કે જે 'જેવી જ' કાફિયામાં અલગઅલગ શબ્દોમાં વહેંચાઈ ગયા છે.

(૧૦)
જાવ મારા ઈર્ષ્યાખોરોને કહો,
મારી નિષ્ફળતાઓને ગણતા રહો!
- 'ખલીલ' ધનતેજવી
('સમગ્ર ખલીલ ધનતેજવી', પૃષ્ઠ ક્રમાંક ૮૩)
કાફિયા : કહો – રહો
કાફિયા-વ્યવસ્થા : અકાર+હો
ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા : સહો, વહો, ન હો.

નવી પદ્ધતિ મુજબ 'ન હો' કાફિયામાં કાફિયાક્ષર 'ન' અલગ શબ્દમાં અને કાફિયાક્ષર પછીનો એકસરખો અક્ષર 'હો' અલગ શબ્દમાં વહેંચાઈ ગયા છે. પરંપરાગત પદ્ધતિ મુજબ વાદી 'હ' થશે અને એના પહેલાના અક્ષરનો  હ્રસ્વ સ્વર 'અ' થશે કે જે 'ન હો' કાફિયામાં અલગઅલગ શબ્દોમાં વહેંચાઈ ગયા છે.

આ વિશિષ્ટ પ્રયોગનો નવી પદ્ધતિમાં કયા આધારે સ્વીકાર કરી શકાય એ નીચે દર્શાવું છું.

“કાફિયામાં કાફિયાક્ષર પહેલાના અસમાન ભાગ અને કાફિયાક્ષર પછીના સમાન ભાગને જોડતી કડીનું કામ કાફિયાક્ષરો કરે છે તથા ગઝલમાં કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને (રદીફને) જોડતી કડીનું કામ કાફિયા કરે છે.”

આ પ્રકારના વિશિષ્ટ પ્રયોગ કોઈક ગઝલમાં કોઈકવાર જ કરવા જોઇએ, અતિશય પ્રયોગ કાફિયાના શિષ્ટાચારને હાનિ પહોંચાડે છે. કાફિયામાં શિષ્ટાચારથી કાફિયામાં નિખાર આવે છે અને એ કારણે ગઝલ પણ નિખરી ઊઠે છે.

# કાફિયા-વ્યવસ્થાની નવી પદ્ધતિનો સારાંશ

નીચે દર્શાવેલ નવ મુદ્દામાં કાફિયાક્ષર આધારિત કાફિયા-વ્યવસ્થાની ઉપરોક્ત નવી પદ્ધતિનો લગભગ પૂરેપૂરો સમાવેશ થઈ ગયો છે.

| | |
|---|---|
| ૧ | ગઝલના જુદા-જુદા કાફિયામાં અંતેથી નિશ્ચિત ક્રમના જે અક્ષરના સ્વરની સમાનતાના કારણે કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત થાય છે એને આપણે કાફિયાક્ષર (મુખ્યઅક્ષર) કહીશું. |
| ૨ | કાફિયામાં કાફિયાક્ષર પછીના અક્ષરો સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખા જ હોય છે. |
| ૩ | જે કાફિયામાં એકસરખા અંત્યાક્ષરો ન હોય પરંતુ અંત્યાક્ષરોનો ફક્ત સ્વર જ એકસરખો હોય એવા સ્વરાંત કાફિયામાં અંત્યાક્ષર જ કાફિયાક્ષર હોય છે. |
| ૪ | મતલાના બે કાફિયામાં કાફિયાક્ષરોના સ્વર એકસરખા અને વ્યંજન અલગઅલગ હોય છે અથવા એક સ્વર અને બીજો એ જ સ્વરયુક્ત વ્યંજન હોય છે. ગઝલના મતલા સિવાયના અન્ય શેરોમાં પણ કાફિયાના કાફિયાક્ષરોમાં વ્યંજનનું જેટલું વધુ વૈવિધ્ય જાળવવામાં આવે એટલું વધુ સારું ગણાશે. |
| ૫ | કાફિયામાં ઉચ્ચારાંતમાં સમાનતાની શરૂઆત માટે કાફિયાક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી કાફિયાક્ષર તરીકે જોડાક્ષર અથવા અકારાંત લખાતા હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતા અક્ષર આવે તો કાફિયા અયોગ્ય ઠરે છે. |
| ૬ | સ્વરાંત કાફિયામાં ફક્ત અકારાંત સામ્યતા ધરાવતા અને હલન્તોચ્ચારાંત સામ્યતા ધરાવતા કાફિયા અયોગ્ય ગણાશે. |
| ૭ | કાફિયામાં પ્રયુક્ત કાફિયાક્ષર પહેલાના અક્ષરોનું કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં કંઈ જ યોગદાન કે મહત્વ નથી, એ ગઝલમાં પ્રયુક્ત છંદને અનુરૂપ હોય એટલું જ પૂરતું છે. |
| ૮ | કાફિયા-વ્યવસ્થા = (કાફિયાક્ષરનો સ્વરાકાર) + (કાફિયાક્ષર પછીના એકસરખા અક્ષરો) |
| ૯ | ગુજરાતી ગઝલમાં રદીફ-કાફિયામાં અનુનાસિક અનુસ્વારની છૂટ સ્વીકાર્ય ગણવામાં આવી છે. |
| ૧૦ | કાફિયામાં કાફિયાક્ષર પહેલાના અસમાન ભાગ અને કાફિયાક્ષર પછીના સમાન ભાગને જોડતી કડીનું કામ કાફિયાક્ષરો કરે છે તથા ગઝલમાં કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને (રદીફને) જોડતી કડીનું કામ કાફિયા કરે છે. |

આમ જુઓ તો આ નવી પદ્ધતિમાં ફક્ત એક અલગ દ્રષ્ટિકોણ માત્ર છે કે જે સમજવામાં વધુ સરળ જણાશે. આપને આ પુસ્તકમાં પ્રસ્તુત કાફિયા-વ્યવસ્થા નક્કી કરવાની નવી પદ્ધતિ સરળ લાગે તો એનો સ્વીકાર કરી શકો છો, અન્યથા એના અસ્વીકારનો પણ આપને પૂર્ણ અધિકાર છે. આ પુસ્તકમાં પ્રસ્તુત મારા વિચારો સાથે અસહમત થવાનો પણ આપને પૂર્ણ અધિકાર છે. આપ કોઈપણ પદ્ધતિથી કાફિયા-વ્યવસ્થા નક્કી કરો, આપની ગઝલોને આપ કાફિયાદોષથી બચાવી શકો એ જ મુખ્ય હેતુ છે.

***** સમાપ્ત *****